મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો. કૃત.

# ગુજરાત વિદ્યાપીઠ વાચનમાળાની

# ગુજરાતી બીજી ચોપડીના અર્થ

તથા

# ડિકટેશન શિક્ષક

(જેમાં અર્થ; કવિતાની સમજુતી; તમામ પાઠના સવાલ, સાર, બોધ, અઘરા શબ્દો તથા જોડાક્ષરો.)

Publisher—D. N. Shah. 1951
Gandhi Chowk-SURAT.

સોલ એજંટ-ઇશ્વરલાલ મગનલાલ મોતીરામ.
શાહપોર, કુંભારવાડા-સુરત.

આ પુસ્તક સને १८६७ના २५મા આક્ટ મુજબ રજીષ્ટર કરાવ્યું છે.

છાપનાર—ગોવિન્દજી દયાભાઈ નાયક.
છાપવાનું ઠેકાણું—શ્રી "અનાવિલ બંધુ" પ્રી. પ્રેસ,
બરાનપુરી ભાગળ-સુરત.

१८३१ ] કિંમત ચાર આના. [ १८८७

મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

# ગુજરાત વિદ્યાપીઠ વાચનમાળાની ગુજરાતી બીજી ચોપડીના અર્થ.

તથા

## સ્પેલિફિકેશન શિક્ષક.



સાવિદ્યા=વિદ્યા તેજ.
યા=જે.
વિમુક્તયે=સ્વતંત્રતા આપે
સાવિદ્યા યા વિમુક્તયે=વિદ્યા તેનું નામ કે જે સ્વતંત્રતા આપે.

પાઠ ૧ લો.

અમારો દેશ=હિંદુસ્તાન; ભરતખંડ.
સારો=જોઇએ તેવો.
જગતના=દુનિયાના.
સર્વ=બધા; સઘળા.
ભુલો=વાંક; કસુર.
તોયે=તોપણ.
સરસ=મોટા.
પહાડ=પર્વત; ઘણે ઉંચે સુધી વધેલા ડુંગર.
નદી=મીઠા પાણીનો વહેળો પર્વત અગર સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઇ સમુદ્ર, રણ કે બીજી નદીને મળે છે તે.
સદા=હંમેશા; નિત્ય.
પશુ=ચોપગાં જાનવર.
પંખી=પક્ષી; પાંખવાળા જનાવર.
જુદાં જુદાં=તરેહ તરેહનાં.
બહુયે=ઘણાએ.
બધી=તમામ; સઘળી.
સતી=ધણીના હુકમમાં રહેનારી સ્ત્રી.
સાધુ=પવિત્ર માણસ.
સૌ=બધું; જે જોઇએ તે.
પ્રભુનો=પરમેશ્વરનો.
પાડ=આભાર; ઉપકાર.
જન્મ=અવતાર.
ગર્વે=અભિમાન કરીને.

**સમજુતી**—દુનિયાના બધા દેશમાં અમારો દેશ સારો છે. ભલે કસુર કરે, તો પણ અમારો દેશ સારો છે. (૧) અમારે ત્યાં મોટા પર્વતો છે, અને અમારી નદીઓ મોટી છે; હંમેશાં સરસ ફૂલો ઊગે છે, તેથી અમારો દેશ સારો છે.

(૨) અમારા દેશમાં તરેહ તરેહનાં ઘણાંએ પશુ પંખી છે, અમારે ત્યાં તમામ ચીજો પાકે છે, તેથી અમારો દેશ સારો છે. (૩) અમારા દેશમાં સતીઓ છે. અમારા દેશમાં સાધુઓ છે; અમારા દેશમાં બધુંએ (જે જોઈએ તે) છે. તેથી અમારો દેશ સારો છે. (૪) અમોને હિંદુસ્તાનમાં જન્મ આપ્યો તેથી પરમેશ્વરનો પાડ માનીશું; અને હંમેશાં અભિમાન કરીને કહીશું કે અમારો દેશ સારો છે. (૫)

સવાલ—અમારો દેશ સારો છે એમ શા પરથી કહો છો?

| પાઠ ૨ જો. | | |
|---|---|---|
| વાડી=ફળ, ફૂલના ઝાડ છોડ રોપ્યા હોય તેવી જગા. | ચોટક. મજાનું=સારૂં. બેઠક=બેસવાની જગા. | બીકણ=ડરપોક; બીએ એવો. સંભાળ=બરદાસ. પિતા=બાપાજી. |
| મથાળે=ઉપલે ભાગે. ચિત્ર=છબી ખુશ=રાજી. મજા=મોજ; આનંદ યાદ આવે છે= સાંભરી આવે છે. સંભાળ=કાળજી; | બન્ને=બેઉ. મજબૂત=ટકાઉ; તૂટે નહિ એવાં. ખાતરી=સાબિતી. જોરથી=ઝડપથી. પહેલાં=અગાઉ; અગાડી. | વહાલ=હેત; પ્યાર. ભરોસો=વિશ્વાસ; ખાતરી. ઇજા=દુઃખ; પીડા. બીક=ડર; ભો. ભાયડો=મરદ. પડખામાં=સોડમાં; |

સવાલ—હીંચકો ક્યાં બાંધ્યો હતો? કોણ નાખતું હતું? ચંપા બીતી હતી એમ શા પરથી જણાયું?

બોધ—આપણા આપણે નાના ભાઇ બેન પર હેત રાખવું જોઇએ.

**પાઠ ૩ જો.**

કુરકુરિયાં=ભોટીલાં.
વાડો=ઘરની પાછળની ખુલ્લી જગા.
બૂમ=ઘાંટો, અવાજ.
કોઠી=માટીનું બનાવેલું અનાજ ભરવાનું મોટું ઉંચું વાસણ.
પ્રયત્ન=વધારે મહેનત
મન=મરજી; ઇચ્છા.
આંધળાં=આંખથી જોઇ શકે નહિ એવાં.
એક પછી એક=વારાફરતી.
ખૂબી=બલિહારી.
ખીજવાઈ=ચિડાઇ.
માયા=હેત
દુઃખ=પીડા; ઇજા.

**સવાલ**—કુતરીને કેટલાં બચ્ચાં અવતરે? કોને કોને બચ્ચા આંધળાં અવતરે છે? કુતરીનાં બચ્ચાં કેટલા દિવસ આંધળાં રહે? કુતરી કુરકુરિયાંને એક જગાએથી બીજી જગાએ કેવી રીતે લઈ જાય છે? કુતરી, કનુ તથા સવિતાને કરડવા દોડતી નહોતી તેનું શું કારણ?

**બોધ**—પ્રાણી પર હેત રાખવું.

**પાઠ ૪ થો.**

સ્તુતિ=પ્રાર્થના; બંદગી.
નાથ=ધણી; પરમેશ્વર.
રંક=ગરીબ.
કૃપાદ્રષ્ટિ=મહેરબાની
તાપ=દુઃખ.
પાપ=નઠારાં કામ.
ઉગારો=બચાવો.
ઈશ=ઇશ્વર.
પ્રેમ=પ્યાર; હેત.
સૂર્ય=સુરજ.
પૂર તેજે=પૂરા પ્રકાશથી.
વીતી ગઇ=જતી રહી.
વાત સહેજે=જોત જોતામાં.
પ્રભો=પ્રભુ; પરમેશ્વર.
પ્રાણી=જેને જીવ છે ને જે અહીંથી તહીં ફરી હરી શકે છે તે.
ઉદ્યોગ=મહેનત.
બુદ્ધિ=અક્કલ.
વિદ્યા=કેળવણી.
કુડાં=નઠારાં; કપરાં.
રૂડાં=સારાં.
શિરે=માથે.
શિરે હાથ થાપો=માથે હાથ મૂકો; આશિર્વાદ આપો.
દિન=દિવસ; દહાડો.
સારો=આખો.

**સમજુતી—**અહો ! ભગવાન અમે હાથ જોડી ઉભા છીએ, તો તમે અમ ગરીબ પર થોડી મહેરબાની કરો; હંમેશા દુઃખ અને નઠારાં કામથી તો બચાવો, ઓ પરમેશ્વર ! અમે તારો પ્રેમ માગીએ છીએ. (૧) જુઓ, જોત જોતામાં રાત પૂરી થઇ, ને પૂર્વ દિશામાં સૂર્ય તો પૂરા તેજથી ઉગ્યો; પ્રભુ ! તારા વિના સંભાળનારો કોણ છે ? મતલબ કે તુંજ અમારી સંભાળ લેનારો છે ઓ પરમેશ્વર ! અમે તારો પ્રેમ માગીએ છીએ. (૨) પશુ, પક્ષીઓ, પ્રાણીઓ કામે વળગ્યાં, એમ સૌએ મહેનત કરવા માંડી સુખ માગ્યાં; હે પ્રભુ ! અમાની અકકલ ને વિદ્યા વધારો. ઓ પરમેશ્વર ! અમે તારો પ્રેમ માગીએ છીએ. (૩) કપરાં દુઃખ મટાડી સારા સુખ આપો. હે પરમેશ્વર ! અમને આશિર્વાદ આપો. જેથી આજનો આખો દિવસ સુખમાં જાય. ઓ પરમેશ્વર ! અમે તારો પ્રેમ માગીએ છીએ. (૪)

**બોધ—**સવારમાં ઉઠી આ સ્તુતિ કરવી.

**પાઠ ૫ મો.**

ઢડો=બોલ.
અરીસો=બારસો.
ફૂટી=ભાંગી.
ગુસ્સે થશે=ખીજવાશે.
ભાઇબંધ=મિત્ર; દોસ્ત.
દિવાનખાનું=બેસવા ઉઠવાનો મુખ્ય ઓરડો.
છટકી ગયો=છુટી ગયો.
લટકાવેલી=ટીંગાવેલી.
અથડાયો=અફળાયો.
કકડે કકડા=ચૂરેચૂરા.
ઝળઝળિયાં=પાણી.
ભૂલ=વાંક; કસુર.
શરમ=લાજ.
મોં ઉતરી ગયું=ઝંખવાઈ ગયો.
જૂઠું=ખોટું; અસત્ય.
સાચે સાચું=ખરેખરૂં; સત્ય.
હેત=વહાલ; પ્યાર.
છેતર્યો=ઠગ્યા.
મહેતાજી=શિક્ષક.
તૂટેલો=ભાંગી ગયેલો.
ગુસ્સાથી=રીસથી.
ગભરાયો=અકળાયો.
કદી=કોઇ દિવસ.
ટેવ=આદત.

| | | |
|---|---|---|
| શિક્ષા=સજા. | સરસો=સાથે. | ઈશ્વર=પ્રભુ;ભગવાન. |
| ઉલટો=સામો. | ચાંપી=દબાવી. | છેતરનાર=ઠગનાર. |

સવાલ—ચંદુલાલને ઘરમાં દડાથી રમવાની કેમ ના કહી? ચંદુલાલે એની બાનું કહ્યું માન્યું નહિ તેથી શું થયું? ચંદુલાલ રડતો હતો ત્યારે મણિલાલે શું કહ્યું? ચંદુલાલે શું જવાબ આપ્યો? ચંદુલાલ સાચું બોલ્યો તેથી વેણીલાલે શું કર્યું?

બોધ—હંમેશા સાચુંજ બોલવું. સાચું બોલનાર પર ઈશ્વર રાજી રહે છે અને તે સુખી થાય છે. જુઠું બોલીને છેતરનાર દુઃખી થાય છે.

| | | |
|---|---|---|
| પાઠ ૬ ઠ્ઠો. | ફિટકાર=ધિક્કાર. | જરા. |
| જન=માણસ. | સત્ય=સાચું. | પાપી=નઠારાં કામ |
| છાનું=કોઈ ન જાણે. | વહેવાર=આપ લે. | કરનાર |
| તેમ. | કૈં=કંઈ. | અપાર=ઘણુંજ. |
| નવ=નહિ. | તલભાર=તલ જેટલું; | |

સમજુતી—માણસ કદાપિ જૂઠું બોલીને છેતરવાને જાય, પણ જૂઠું છાનું રહે છે નહિ, ને લોકો તેનું જૂઠું સમજી જાય. (૧) જૂઠાને બધા લોકો બહુ ધિક્કારે છે, માટે તમે બધાં છોકરાંઓ સાચની આપ લે કરો એટલે સાચુંજ બોલો. (૨) દુનિયામાં પરમેશ્વરથી કંઈ જરા પણ છાનું રહેતું નથી, નઠારાં કામ કરનાર જૂઠો દુનિયામાં ઘણુંજ દુઃખ પામે છે.(૩)

બોધ—જૂઠું બોલવું નહિ.

| | | |
|---|---|---|
| પાઠ ૭ મો. | ભાષા=બોલી. | વ્યંજન=સ્વરનીમદદ |
| મૂળાક્ષર=સ્વર અને | સ્વર=પૂરો ઉચ્ચાર | વગર જેનો ઉચ્ચાર |
| વ્યંજન. | થઈ શકે એવો અક્ષર. | થઈ શકતો નથી. |

| | | |
|---|---|---|
| એવો અક્ષર. | વ્યંજન જોડાઈને | ઉચ્ચાર=મોઢામાંથી |
| જોડાક્ષર=બે કે વધારે | થએલો અક્ષર. | નીકળેલો શબ્દ. |

**સવાલ**—સ્વર કેટલા છે તે તે કયા કયા ? વ્યંજન કેટલા છે તે તે કયા કયા ? જોડાક્ષર એટલે શું ? સ્વર, સ્વાદ, રહ્યો, વ્યંજન અને ઉચ્ચારમાં જોડાક્ષર કયો છે ?

| | | |
|---|---|---|
| **પાઠ ૮ મો.** | રવિ=સુરજ. | ગઈકાલ=ગયો દિવસ. |
| અઠવાડિયું=સાત દિવસ. | સોમ=ચંદ્ર. | આવતીકાલ=આવતો દિવસ. |
| | પરમ=ત્રીજો દિવસ. | |

**સમજુતી**—પહેલો રવિવાર, બીજો સોમવાર, ત્રીજો મંગળવાર, ચોથો બુધવાર, પાંચમો ગુરુવાર, પછી છઠ્ઠો શુક્રવાર આવે છે. (૧) સાતમો વાર શનિ છે, તે છેલ્લો વાર ગણાય છે; એવી રીતે સાત દહાડાનું એક અઠવાડિયું થાય છે. (૨)

**સવાલ**—અઠવાડિયાના વાર ગણાવો. અઠવાડિયાના પહેલા, ત્રીજા, પાંચમા ને સાતમા વારનું નામ કહો.

| | | |
|---|---|---|
| **પાઠ ૯ મો.** | અજવાળિયું=સુદ; મહિનાનું પહેલું પખવાડિયું; શુકલ પક્ષ. | પંદરમો દિવસ; સુદનો છેલ્લો દિવસ. |
| પખવાડિયું=પંદર દિવસ. | | અમાસ=મહિનાનો છેલ્લો દિવસ; |
| તિથિ=દિવસ. | અંધારિયું=વદ; મહિનાનું બીજું પખવાડિયું; કૃષ્ણપક્ષ. | વદનો છેલ્લો દિવસ. |
| પક્ષ=પખવાડિયું; પંદર દિવસ. | | સુદ=અજવાળિયું |
| માસ=મહિનો. | | વદ=અંધારિયું. |
| વર્ષ=બાર મહિના | પૂનમ=મહિનાનો | આકાશ=ગગન |

**સવાલ**—તિથિ એટલે શું ? તિથિઓ ગણાવો. પૂનમ એટલે શું ? અમાસ એટલે શું ? આ પાઠમાં જે સવાલ આપ્યા છે તેના જવાબ કહો.

**પાઠ ૧૦ મો.**

**પ્રભાતિયું**=પ્રભુના નામની સવારમાં ગાવાની કવિતા.
**જાગને**=ઊઠને.
**જાદવા**=જાદવ.
**ગોવાળિયા**=ગાયના ચરાવનાર.
**તુજ**=તારા
**તુજ વિના**=તારા વગર.
**ધેન**=ગાયોનું ટોળું.
**ગોવાળ**=ગાયનો ચરાવનાર.
**વડો**=મોટો.
**દહીંતણાં**=દહીંનાં.
**કઢિયેલ**=ઉકાળેલાં.
**તારે**=તાર્યો;ઉગાર્યો.
**હાથિયો**=હાથી.
**કાળિનાગ**=શેષનાગ.
**નાથિયો**=નાથ ઘાલી.
**ભૂમિનો**=પૃથ્વીનો.
**ભાર**=બોજો.
**વહેશે**=લઇ જશે.
**જમુના**=યમુના; જમના.
**તીરે**=કાંઠે.
**ગોધેન**=ગાયોના ટોળાં.
**મધુરી**=મીઠી.
**મોરલી**=વાંસળી.
**વાશે**=વગાડશે.
**નરસૈયો**=નરસિંહ મહેતો.
**રીઝિયો**=ખુશ થયો.
**બુડતાં**=ડુબતાં.
**બાંહેડી**=હાથ.
**સહાશે**=પકડશે.

**સમજુતી**—હે જાદવ ! હે કૃષ્ણ ગોવાળિયા ! તું ઊઠને. તારા વગર ધેનમાં કોણ જશે ? ત્રણસેં ને સાઠ ગોવાળ એકઠા થયા છે, તેમાં તારા વગર મોટો ગોવાળિયો કોણ થશે ? હે જાદવ ! હે કૃષ્ણ ગોવાળિયા તું ઉઠને. (ટેક ૧) દહીમાં આથેલાં દહીંથરાં, ઘીમાં તળેલાં ઘેબર અને ઉકાળેલું દૂધ તે તારા વગર કોણ પીશે ? હે કૃષ્ણ ! તેં હાથીને ઉગાર્યો અને કાળિનાગને નાથિયો. તારાં વગર ભૂમિનો ભાર તે કોણ લઇ લેશે ? (ટેક ૨) જમનાને કાંઠે ગાયો ચરાવતાં મધુરી મોરલી તારા વગર કોણ વગાડશે ? નરસિંહ મહેતા કહે છે, કે હું તો તારા ગુણ ગાઇને ખુશ થયો, સંસાર સાગરમાં બુડતાં તારા વગર કોણ હાથ પકડશે? મતલબ કે તારા વગર સંસાર સાગરમાંથી કોણ ઉગારશે ?(ટેક૩).

**સાર**—સવારમાં ઉઠી આ પ્રભાતિયું ગાવું.

ટીપઃ—એક હાથી તળાવમાં પાણી પીવા ગયો હતો. તેને મગરે પકડયો અને પકડીને પાણીમાં લઇ ગયો. જ્યારે હાથીની સૂંઢની અણી જરાક પાણી ઉપર રહી અને મરવાનો વખત આવ્યો, ત્યારે હાથીએ શ્રી કૃષ્ણને યાદ કર્યો એટલે શ્રી કૃષ્ણે તેને મગર પાસેથી છોડાવ્યો હતો.

**પાઠ ૧૧ મો.**

વિસામો=આરામ.
વિચાર=મનસુબો.
સેના=ટોળું.
ટેવ=આદત.
હળવેથી=ખબર ન પડે તેમ.
ઘટામાં=ભરાવમાં.
ચિચિયારી=કિકિયારી.
ચીડાઇ=ખીજવાઈ.
લંકા=સિંહલદ્વીપ.
નાળિયેરનું ઝાડ=નાળિયેરી.
નાળિયેર=નાળિયેરીનું ફળ.
મફત=વગર પૈસાની.
મજૂરી=મહેનત.

સવાલ—કોઇ માણસ કંઇ કામ કરતું હોય, તો તે જોઈ તેના જેવું કરવાની વંદરાંને ટેવ હોય છે તેની વાત કહો. વાંદરાની આ ટેવ ક્યાંના લોકો જાણે છે ? એ ટેવનો લાભ તેઓ કેવી રીતે મેળવે છે ?

**પાઠ ૧૨ મો.**

લગન=વિવાહ.
કારીગરો=કામ કરનારા.
મજબુત=સજ્જડ; જોરથી.
ગમત=ખેલ
શરીરે=ડીલ પર.
શકિત=બળ; તાકાત
મદારી=ખેલ કરનાર.
ખેલ=રમત.
ચાલાક=ચંચળ; હોશિયાર.
અડપલું=અટકચાળું.
તોફાની=મસ્તીખોર.

સવાલ—માણસ જેવું કરે તેવું કરવાની શકિત કોનામાં હોય છે ? એ ગુણનો લાભ કોણ લે છે ? વાંદરાં માણસ જેવું કરે છે તેવું કરે છે તેની વાત કહો. વાંદરાના ગુણ ગણાવો.

**પાઠ ૧૩ મો.**

નાનીશી=નાની સરખી.
કોદાળી=જમીન ખોદવાનું ઓજાર.
બિયાં=બી.

ડબ્બી=દાબડી.
ટુકડો=થોડો ભાગ.
રીસ=ગુસ્સો.
મૂંગો=ચૂપ.
ફરીથી=બીજીવાર.
પહેલાં=અગાઉ.
રિસાળ=જરા જરા વારમાં રિસાય એવો.
અકળાઈ=ગભરાઈ.
કુટેવ=ખરાબ આદત.
નકામો=વગર કારણે.
માયાળુ=હેતાળ.
બેદરકારી=ગફલતી.
સુંદર=સરસ.
આનંદ=ખુશાલી.

**સવાલ**—જ્યારે ગુસ્સો ચઢે ત્યારે કંઇપણ બોલતાં પહેલાં શું કરવું ?

**પાઠ ૧૪ મો.**

મૂળ=અસલ.
મેળવણીના=મિશ્ર.
ગોટી=ગોળી.
વાદળી=આસમાની.
જાંબુડિયો=જાંબુના રંગ જેવો.
મિશ્ર=એકઠું.
મિશ્રણ=ભેગ; મેળવણી.
રાખોડિયો=રાખોડીના રંગ જેવો.

**સમજુતી**—લાલ, પીળો ને વાદળી એ ત્રણ મૂળરંગ કહેવાય છે. બાકીના બીજા બધા રંગો મૂળ રંગો મેળવ્યાથી થાય છે.

**સવાલ**—મૂળરંગ ગણાવો. કયા કયા રંગ મેળવવાથી નારંગી રંગ થાય ? પીળો ને વાદળી રંગ મેળવીએ તો કયો રંગ થાય ? જાંબુડિયો રંગ કયા કયા રંગ મેળવવાથી બને ? મિશ્રરંગ ગણાવો. ત્રણે મૂળરંગની મેળવણી કરવાથી કયો રંગ થશે ? રાખોડી રંગ કયા કયા રંગ ભેગા કરવાથી થાય ? રંગ વિષે કવિતા બોલો.

**પાઠ ૧૫ મો.**

સીમ=ખેતર.
સહેલ=મઝા.
ગુરુજી=મહેતાજી.
રજા=છુટ્ટી.
ભેગા=એકઠા.
આંબાવાડિયું=આંબાના ઝાડ ઘણાં હોય તેવી જગા; અમરાઇ.
મોર=આંબા, આમલી; લીમડો વગેરેનાં ઝીણાં ફૂલ.
સુગંધ=સારી વાસ; ખુશબો.

સુગંધવાળી=ખુશબોદાર.
ઝરો=ઝરણ; જમીનમાંથી નીકળતું પાણી
આઘે=દૂર.
ગુચ્છાદાર=ગુચ્છાવાળી.
ખેતર=અનાજ પાકે છે તે જગા.
કોયલ=કાળા રંગનું મધુર રાગનું પક્ષી.
ટહૂકતી=ટૌકા કરતી.
ડોલતા=હાલતા.
એક સામટા=સાથે.
મધુરો=કાનને સારો લાગે એવો.
અવાજ=સાદ.
આનંદી=આનંદ આપનાર.
પતંગિયું=એક જાતનો સુંદર પાંખવાળો કીડો.
ભમરો=પીળાં મોંનો ને શરીરે કાળો પાંખવાળો જીવડો.
જંથલ=રાન.
ગોટો=કલગી; તોરો.
સુંદર=રળિયામણો શોભિતો.

પાઠ ૧૬ મો.

ઋતુ=રત; મોસમ.
સમજ=સમજણ.
સાંજ=દીવાબત્તીનો વખત.
શિયાળો=ટાઢની ઋતુ.
શાલ=ઊનનું કીમતી વસ્ત્ર.
રજાઈ=થોડું રૂ ભર્યું હોય તેવું છીંટનું ગોદડું.
ખળે છે=અટકે છે,
ટૂંકો=નાનો.
લાંબી=મોટી.
દહાડો=સૂર્ય ઉગે ત્યારથી આથમે ત્યાં સુધીનો વખત.
સૂર્ય=સુરજ; રવિ
તેજ=પ્રકાશ.
દિવાળી=હિંદુ વર્ષનો છેલ્લો દિવસ.
હોળી=ફાગણ સુદ પુનમ.
ગરમી=તાપ.
જોડા=ખાસડાં
લૂ=ગરમ પવનનો ઝપાટો.
ઉનાળો=તાપની ઋતુ.
ચોમાસું=વરસાદની ઋતુ.
વાદળાં=વરાળનો જથ્થો.
ટીપાં=ફોરાં.
પલળી=ભિંજાઇ.
રેલ=પૂર.

સવાલ—વર્ષની ઋતુ કેટલી ને તે કઇ કઇ? દરેક ઋતુ કેટલા મહિનાની ને તે મહિના કયા કયા? શિયાળો ઉનાળે

અને ચોમાસાને શેની મોસમ કહે છે ? દહાડો કોને કહેવાય ? સાંજ ક્યારે કહેવાય? લૂ કઈ ઋતુમાં વાય ? વરસાદ કઈ ઋતુમાં પડે ? ટાઢ ક્યારથી પડે છે ? રેલ કઇ ઋતુમાં આવે છે ?

**પાઠ ૧૭ મો.**

શીતળ=ઠંડો.
પાન=પાંદડાં.
ખરે=ભોંય પર પડે.
પેદા થાય=પાકે.
કઠોળ=વાલ, વટાણા, ચોળા વગેરે; બે ફાડવાળું ધાન્ય.
તંબોળ=પાન.
ધરે=પહેરે; ઓઢે.
ગરીબ તણા=પૈસા વગરના.
ઘટે=ઓછો થાય.
તનમાં=શરીરમાં.
જોર=બળ; તાકાત.
ભલીભાત=સારીરીતે
ઊંડાં જળ જાય=પાણી સુકાઈ ઓછું થાય.
પામે=આવે.
કેસૂડાં=કેસૂડાના ઝાડનાં ફૂલ.
ગુણવાન=ગુણકારી; ફાયદાકારક.
પ્યારા=વહાલા.
ચંદન=સુખડ,કેશર વગેરેને પાણીમાં ઘસી લચકા જેવું બનાવે છે તે.
લાગ=લાગે.
મીઠા બોલ=મધુર સ્વાદ.
ઘણુંતોલ=ઘણોજ.
ખાસું=મજાનું.
દીસે=દેખાય.
ડૂબડૂબ=ડૂબી ગએલી.
ઉચારે=બોલે.
મલાર=એક રાગનું નામ છે.
ખેતીકાર=ખેડૂત.
ચંપો=પીળા રંગનું સુગંધીદાર ફૂલ.
ચંપેલી, જૂઇ, જાય=એક જાતનાં સુગંધીદાર સફેદ ફૂલ.
ભલાં=સારાં.
ફુલાય=ખીલે.
માટ=માટે.
ચાખડીઓ=પાવડીઓ
હીંડોળા=હીંચકા.
ખાટ=ખાટલા.

## કવિતાની સમજુતી.

શિઆળામાં ઠંડો પવન વાય છે, ઝાડનાં પાંદડાં ખરી પડે છે અને ઘઉં પાકે છે; ગોળ થાય છે, કપાસ અને કઠોર પાકે

છે, લોકો શરીરે તેલ ચોળે છે, અને પાન સોપારી ખાય છે. (૧) શરીરે ડગલા પહેરે છે, ને શાલ ઓઢે છે, ગરીબ માણુસના પગ અને ગાલ ફાટી જાય છે. શિઆળામાં દહાડો નાનો થાય છે અને રાત મોટી થાય છે અને શરીરમાં સારી રીતે (સારો ખોરાક ખાવાથી) જોર આવે છે (૨) ઉનાળામાં પાણી ઊંડાં જતાં રહે છે. એટલે ઓછા થાય છે. નદી અને સરોવરનાં પાણી પણ ઓછાં થાય છે. સઘળી વનસ્પતિને પાંદડાં આવે છે, અને સારા ગુણવાળાં કેસૂડાનાં ફૂલ પણ થાય છે. (૩) પાણીના કુંડ, કુવારા ને બાગ સારા લાગે છે ચંદન અને વીંજણા વહાલા લાગે છે. કોયલ મધુર શબ્દ બોલે છે, અને તાપ ઘણોજ પડે છે. (૪) વરસાદની ઋતુ ઘણી મજાની લાગે છે. દુનિયા પાણીમાં ડૂબેલી દેખાય છે મતલબ કે બધેજ પાણી પાણી થઈ રહે છે લોકો મલાર રાગ ગાય છે ને ખેડૂતો ખેતરમાં વાવણી કરે છે. (૫) ચંપા, ચંપેલી, જાૂઇ, જાય અને ગુલાબનાં ફૂલ સારાં ખીલે છે; ચોમાસામાં સુખને માટે છત્રી, પાવડી, હીંચકા ને ખાટલા હોય છે. (૬)

સવાલ—શિયાળામાં શું શું પાકે છે? ઉનાળામાં તાપથી બચવા લોકો શું શું કરે છે? ચોમાસામાં સુખને માટે કઇ કઇ વસ્તુઓ વાપરે છે?

**પાઠ ૧૮ મો.**

ધર્મશાળા=વટેમાર્ગુઓને વગર ભાડાનું ઉતરવાનું મકાન.
ચોગાન=ખુલ્લી જગો.
વાળુ=રાતનું જમવાનું.
ઉપલે=ઉપરને.
કંટાળ્યું=કાયર થયું.
દાદર=દાદર.
ધક્કો=હડસેલો.
ફડાક=તરત.
બીક=ડર; ભય.
ખભે=ખાંધે.
કૂચકરવા=ચાલવા.
કાળજું ફફડી ગયું=ફાળ પડી.
સવાલ=રીંછની વાત કહો.

**પાઠ ૧૯ મો.**

તળાવ=જેની ચારે બાજુ જમીન ને વચમાંપાણી હોય તે.
દરજી=લુગડાં શીવનાર.
માવત=હાથીને હાંકનાર.
ધરે=રાખે.
લગનસરા=ઘણા લોકોને ત્યાં લગ્ન; લગનગાળો.
સોય=શીવવાનું ઓજાર.
ઘોંચી=ભોંકી.
એકદમ=તરત જ.
હાથીખાનું=હાથી રાખવાની જગા; ગજશાળા.
અડફટ=આંટી; ઝડપ.
સપાટા=ઝપાટા.
ચીસો=બરાડા; બૂમો
આસપાસ=આજુબાજુ
ગાંડો=ભાન વગરનો.
ઝટ=તરત.
હોશિયાર=ચાલાક.
સીંચવાનું=ગોઠવવાનું
ઉપાડી=ઉંચકી.

સવાલ—હાથીની વાતો કહો. હાથી શા વડે પાણી પીએ છે? લંકાના લોકો હાથી પાસે કયું કામ કરાવે છે?

**પાઠ ૨૦ મો.**

પ્રામાણિક=વહેવારમાં સાચો.
જામફળ=જમરૂખ.
બનાવ=બનેલી વાત.
ચોરી=પારકી ચીજ છાનીમાની લેવી તે.
શિક્ષા=સજા.
ભલું=કલ્યાણ.
શાબાશી=ધન્યવાદ.
ગમી=પસંદ પડી.
સચ્ચાઇ=સાચાપણું.
મથજે=મહેનત કરજે.
છાનીમાની=કોઇ ન જાણે એમ.
પારકી=બીજાની.

સવાલ—શિવશંકરની વાત કહો. ચોરી કોને કહેવી?
બોધ—ચોરી કરવી નહિ.

**પાઠ ૨૧ મો.**

સોબત=સંગત; દોસ્તી; સંગ.
અસર=લાગણી; પાસ; રંગ.
મજાક=મશ્કરી; ટોળ.
પાઠ=લેસન.
ધ્યાન=ચિત્ત; મન.
ઊંચો=ઉપલો.
મદદ=સહાય.
ઉમંગથી=હોંસથી.

| | | |
|---|---|---|
| ઉલટથી. | દિલગીરી=અફસોસ. | ભંડાર=કોઠાર. |
| રીતભાત=ચાલચલ-ગત; વર્તણુક. | છાબડી=છાબરી ટોપલી. | વાસ્યું=બંધ કર્યું. |

**સવાલ**—ખરાબ છોકરા કોને કહેવા? સારા છોકરા કોને કહેવા?

| | | |
|---|---|---|
| **પાઠ ૨૨ મો.** | માથું દુઃખે. | શિખામણ=બોધ; ઉપદેશ. |
| ગંધ ગંધ=બદબો | ખરાબ વાસ=દુર્ગંધ. | |
| માથું ફાટી જાય= | દાખલા=ઉદાહરણ. | ભાઇબંધ=મિત્ર. |

**સવાલ**—ખરાબ સોબતથી ખરાબ અસર થાય છે તેનો દાખલો આપો.

| | | |
|---|---|---|
| **પાઠ ૨૩ મો.** | ઘાટ=વિચાર; મનસુબો. | સહવાસ=પરિચય; સાથે રહેવું તે. |
| સંગ=સોબત; સંગત | | |
| રંગ=અસર; લાગણી. | ભુંડો=નઠારો. | જગમાં=દુનિયામાં. |
| છંદ=શોખ. | જન=માણસ. | |

**સમજુતી**—જેને જેવી સોબત તેને તેવીજ અસર થાય; જેને જેવી સોબત તેવાજ ગુણ તેનામાં આવશે. જેને જેવી સોબત તેવાજ તે શોખ કરશે; જેને જેવી સોબત તેવા તે બહુ વિચારો કરશે. સારાની સોબતથી સારો થશે, અને નઠારાની સોબતથી નઠારો બનશે. સારા માણસની સાથે રહેવાથી દુનિયામાં બધા તેને સારો ગણશે.

**સાર**—સારાની સોબતથી તેની સારી અસર આપણા પર થાય છે, માટે સારા માણસની સોબત કરવી, પણ નઠારા માણસની સોબત કરવી નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૨૪ મો.** | ટપાલ=પોસ્ટઓફીસ. | દયા=રહેમ. |
| લૂલો=લંગડો. | ખોડંગતો=લંગડાતો. | સાથી=મદદ કરનાર. |

રજા=પરવાનગી..
દયામણું=દયા ઉપજાવે એવું.
ઝળઝળિયાં=પાણી.
વિનંતિ=અરજ.
ખાવાનું=ખોરાક.
તદ્દન=બિલકુલ.
માયાળુ=માયા રાખનાર.
માયા=પ્રીત; હેત.
બાઝી=થઈ.
સંગાથે=સાથે.
હેરાન=દુઃખી.
ઘૂરકીને=ડોળાં કાઢીને.
ચોકી=તપાસ.

સવાલ—મોતીને એની બાએ શું શીખવ્યું હતું ? ભૂરિયો શું શું કામ કરતો હતો.

સાર—(૧) દુઃખી પ્રાણીપર દયા રાખવી. (૨) જનાવરોને કેળવવાથી તેઓ માણસ જેવું કામ કરી શકે છે.

પાઠ ૨૫ મો.

સંપ=હળીમળીને રહેવું તે.
જંપ=નિરાંત; શાંતિ.
ટોળું=જથો.
સરદાર=આગેવાન.
ગુસ્સાવાળો=લાગણીવાળો.
અવિચારી=વગર વિચારે કામ કરે એવો.
અનુભવી=માહીતગાર.
પારધી=શિકારી.
જાળ=ફાંદો.
છૂટવું=નીકળવું.
અવાજ=સાદ
એક સામટાં=સાથે.
બળ=જોર.
કાતરી=કાપી.
કહેવત=કહેતી.
ઝાઝા=ઘણા.
રળિયામણા=શોભિતા.

સવાલ—ઘરડા અને અનુભવી કબુતરોનું કહ્યું નહિ માનવાથી શું થયું ? અને માનવાથી શું થયું ?

સાર—(૧) જ્યાં સંપ છે ત્યાં નિરાંત છે. (૨) ઘણા માણસો સાથે મળી કામ કરવાથી ધારેલું કામ થાય છે.

પાઠ ૨૬ મો.

દિવાળી=હિંદુ વરસનો છેલ્લો દિવસ.
પર્વ=સારો પવિત્ર
દહાડો; સપરમો દહાડો.
સપરમો=સારો.
તહેવાર=આનંદનો
દિવસ.
ધનતેરશ=આસો વદ તેરસ.
કાળીચાદશ=આસો

વદ ચૌદશ
આંગણું=બારણા આગળની જગો.
સાથિયા=ચુનાની. ફાક વગેરેનાં કાઢેલાં ચિત્રો
ચિત્ર=ચિત્રામણ.

મંદિર=દહેરૂં.
દર્શન=ભાવથી જોવું તે.
રોશની=લાઇટ.
ફટાકડા=ફટાકા.
દારૂખાનું=આતસબાજી.

ફોડે છે=સળગાવે છે.
હરખાય=રાજી થાય.
બેસતા=નવા.
બેસતાવર્ષનોદિવસ=કારતક સુદ પડવો.
ખાદી=હોટી.
લુગડાં=કપડાં; વસ્ત્ર.

**સવાલ**—પર્વ એટલે શું ? આસો મહિનામાં કયા કયા પર્વ આવે છે ? એ પર્વમાં લોકો શું શું કરે છે ? વર્ષ પુરૂં કયે દિવસે થાય છે ? વરસનો પહેલો ને છેલ્લો મહિનો કહો. દિવાળીમાં કેવાં લુગડાં પહેરવાં ?

## પાઠ ૨૭મો.

વણકર=લુગડાં બનાવનાર.
ધોતિયું=પોતિયું.
રેંટિયો=રૂ કાંતવાનો સંચો.
તાંતણા=તાર.
કપડાં=લુગડાં.

વણકર વાડો=વણકરોને રહેવાની જગા
વીંટતો=લપેટતો.
તાણા=ઉભા તાર.
સાળ=કપડું વણવાનો સંચો.
વાણા=આડા તાર.
કોકડું=ગુંચળું.

ભજન=ઇશ્વરનાં ગુણગાન.
કુટુંબ=ઘરનાંમાણસો.
સ્વદેશી=પોતાના દેશનું બનેલું.
સ્વરાજ=સ્વતંત્રતા.
ચાવી=કુંચી.

**સવાલ**—કપડું કેવી રીતે વણે છે તે કહો. સ્વદેશી કાપડ શા માટે વાપરવું જોઇએ ? સ્વદેશી કાપડ વાપરવાથી શો લાભ થાય ? પરદેશી કાપડ વાપરવાથી શું નુકસાન થાય ? સ્વરાજની ચાવી કઇ ?

**સાર—સ્વદેશીજ ચીજ વાપરવી.**

| | | |
|---|---|---|
| **પાઠ ૨૮ મો.** | નસીકી=લીંટ કાઢી. | સંભાળ=કાળજી; ખંત. |
| કુટેવો=ખરાબ ટેવ. | લીંટ=નાકમાંથો નીકળતો, ચીકણો પદાર્થ. | સહેલથી=થોડી મહેનતે. |
| કુદરૂપા=બેડોળ. | રૂમાલ=મોં સાફ કરવાનો કડકો. | બેદરકાર=કાળજી વગરના. |
| કંટાળો=ત્રાસ; ચીતળી. | ગંદું=ગોબ્જું. | સજ્જડ=મજબૂત; જાય નહિ એવી. |
| ખોતર્યા=ખણ્યા. | ગળફા=ગળખો. | ટળે=મટે; દૂર થાય. |
| બૂરી=ખરાબ. | ચીતરી=કંપારી. | કાળજી=ખંત; ચેટક |
| પથ્થરપાટી=સ્લેટ. | ઠળિયા=બી. | |
| ડાબલી=દાબડી. | | |
| અડચણ=હરકત. | | |

**સવાલ**—કેટલીક કુટેવો ગણાવો ને તે શી રીતે ટળે ?

**સાર**—નાનપણથીજ ગંદી ટેવ પાડવા દેવી નહિ

| | | |
|---|---|---|
| **પાઠ ૨૯ મો.** | દુનિયા=જગત;જગ. | જગત=દુનિયા. |
| પ્રાર્થના=બંદગી. | દરિયો=સમુદ્ર. | ન્યારી=જુદી. |
| પ્રીતે=હેતથી. | ઝગમગિયા=પ્રકાશ્યા. | બુદ્ધિ=અક્કલ. |
| સ્તુતિ=વખાણ. | પ્યારા=વહાલા. | રૂપાળી=સારી. |

**સમજુતી**—હે પરમેશ્વર ! તને ખરા હેતથી પગે લાગીએ છીએ, તું અમને સુખી કર, તું અમને સુખી કર. તમારા સારી પેઠે વખાણ કરીએ, તું અમને સુખી કર, તું અમને સુખી કર.(૧) તેં તમામ દુનિયા બનાવી છે, તેં ઊંડા સમુદ્ર બનાવ્યા છે, રવિ અને સોમ પ્રકાશ્યા તું અમને૦ (૨) હે વહાલા પરમેશ્વર ! તેં ઘણેજ ઊંચે આકાશમાં ફરનારા તારા બનાવ્યા છે. તું અમને૦ (૩) આખી દુનિયા ઉપર અમારાં કામ જોવાવાળી તારી નજર

જુદી ફરતી રહે છે. તું અમને. (૪) વળી તમામ પાપ બાળી નાખે એવી અક્કલ આપ; અમે હાથ જોડી પગે લાગીએ છીએ. તું અમને સુખી કર, તું અમને સુખી કર. (૫)

**પાઠ ૩૦ મો.**

લુહાર=લોઢાનો ઘાટ બનાવનાર.

તણખા=સળગતી ચીણગારી.

ધમણ=વા ફૂંકવાનો સંચો.

વાંસડો=વાંસ.

ભૂંગળી=પોલી નળી.

**સવાલ**—કોઈ ચીજ બળવાને માટે શેની જરૂર છે?

**પાઠ ૩૧ મો.**

આકાર=ઘાટ.

એરણ=લુહાર, સોની વગેરે જેનાપર મૂકી ટીપે છે તે ઓજાર.

છીણી=ધાતુ કાપવાનું હથિયાર.

ભઠ્ઠી=મોટો ચુલો.

વલે=દશા; હાલ.

**સવાલ**—લોઢાને તપાવવાનું કારણ શું?

**પાઠ ૩૨ મો.**

ધાતુઓ=ખનીજ પદાર્થો. (ધાતુમાં ચાર ગુણો ખાસ હોય છે. (૧) ધાતુના કણો ચળકતા હોય છે. (૨) ધાતુઓ ભારે હોય છે (૩) ધાતુઓ જમીન પર પડતાં તેનો અવાજ થાય છે. (૪) ધાતુમાં ગરમી જલદી વહી શકે છે.

પીતળ=જસત ને તાંબાની મેળવણીથી બનેલી પીળા રંગની ધાતુ.

તાંબુ=લાલ રંગની ધાતુ.

કથરોટ=મોટી થાળી.

ઘરેણાં=દાગીના.

સીસું=મેલા રંગની ધાતુ.

કલાઇ=સફેદ રંગની ધાતુ.

કાટ=કીટ.

**સવાલ**—ધાતુમાં કયા કયા ખાસ ગુણો હોય છે? લોઢાની કઇ કઈ ચીજો બને છે? પીતળનો રંગ કેવો હોય છે? તમારા ઘરમાં પીતળનાં વાસણ કયાં કયાં છે? તમારા ઘરમાં

તાંબાનાં વાસણ છે તેનાં નામ લખો. સોનાના કયા કયા દાગીના થાય ? રૂપાના કયાં કયાં ઘરેણાં થાય છે ? ધાતુઓ ગણાવો. કેવા પદાર્થ ધાતુ કહેવાય ? મેલા રંગની ધાતુ કઇ ? ભારે ને પોચી ધાતુ કઇ ? સફેદ ધાતુ કઈ ? તાંબા પીત્તળનાં વાસણ પર કલાઇ ચડાવવાનું કારણ શું ?

**પાઠ ૩૩ મો.**

સિક્કો=ચલણી નાણું
ઢબુ=અઢીકો.
નિકલ=એક જાતની ધોળી ધાતુ.
ચોખંડી=ચાર ખુણાવાળી.
ધાર=છેડો.
કાંગરી=ઊભા કાપા

**સવાલ**—તાંબાના કયા સિક્કા બને છે ચાંદીના સિક્કા ગણાવો. નિકલના કયા સિક્કા થાય ? પાઇ ને પૈસાનો મુકાબલો કરો. બેઆની, પાવલી, શેની બને ? ચાંદીના કયા સિક્કાની ધાર પર કાંગરી છે ? રૂપિયો કોની બરોબર છે ?

**પાઠ ૩૪ મો.**

પરગજુ=પરોપકારી; પારકાનુંભલું કરનાર.
ઘડા=દોરીઓ.
વહાલ=હેત; પ્યાર.
ઉમંગથી=હોંસથી.
હસતે મોઢે=ખુશીથી; રાજી થઇને.
ભાઇબંધ=મિત્ર; દોસ્તદાર.
ધર્મશાળા=વટેમાર્ગુઓને વગર ભાડે ઉતરવાનું મકાન.
દોરી ગયો=આંગળી પકડી લઇ ગયો.
આગગાડી=વરાળથી ચાલતી ગાડી.
ડોસો=ઘરડો માણસ.

**સવાલ**—કાચ, પથ્થર, ઈંટો, કે કાંટા પડયા હોય તે દૂર શા માટે ફેંકી દેવા ?:**સાર**—પરોપકાર કરવો.

**પાઠ ૩૫ મો.**

ચોખ્ખાઇ=સફાઇ.
પાડોશી=પાસેના ઘરમાં રહેનાર.
શરીરે=ડીલે
લૂખસ=ખુજળી.
ખસ=ઝીણી ફોલ્લી.
દવાખાનું=દવા આપવાનું ઠેકાણું.

| | | |
|---|---|---|
| દાકતર=અંગ્રેજી દવા જાણનાર. | આળસ=સુસ્તી. | દરાજ=દાદર. |
| કબજિયાત=ઝાડાનો બંધકોશ. | બેદરકારી=ગફલત. | કેડ=કમ્મર. |
| દસ્ત=ઝાડો. | પોણો ભાગ=ચાર ભાગમાંનાત્રણ ભાગ | જાંઘ=સાથળ. |
| સાફ=ખુલાસે. | હેરાન=દુઃખી. | આદમી=માણસ. |
| વખતસર=બરાબર વખતે. | અંગુછો=ટુવાલ. | અવાળું=દાંતના પીઢિયાં. |
| દિશાએ જવું=ઝાડો ફરવા જવું. | ચોળીને=મસળીને. | વર્તવાની=ચાલવાની. |
| | ખાસ કરીને=ઘણું કરીને. | સલાહ=શિખામણ. |
| | ફાટે=ચીરા પડે. | |

**સવાલ**—લૂખસ, ખસ ને દરાજ થવાનું કારણ શું? પોણા ભાગના રોગ શાથી થાય છે? કઇ વાતમાં આળસ રાખવું નહિ? કેવા આદમીને ખાધું પચતું નથી? દાતણ કેવી રીતે કરવું? મોઢું ધોતી વખતે શું શું કરવું?

| | | |
|---|---|---|
| **પાઠ ૩૬ મો.** | ધાર્યું=વિચાર કર્યો. | પૂર=ખબ. |
| સાગરઘેર=દરિયામાં. | શુભપેર=સારી રીતે. | મહીં=માં |

**સમજુતી**—પાણીનાં કાંઇ નાનાં ટીપાં દરિઆમાં રહેતાં હતાં. એક વખત તેઓએ સારી રીતે હરવા ફરવા માટે વિચાર કર્યો. (૧) ત્યાં વાદળની ગાડી બનાવી, તે ગાડીને પવને ખૂબ હાંકી ને જંગલ, ગામ ઉપર થઇ હરતાં ફરતાં તેઓ દૂર ચાલ્યાં ગયાં. (૨) પણ તેઓ તો ઘણાં હતાં, તેથી અરે! ગાડી ભાંગી ને ગભરાઇને બિચારાં નીચે તૂટી પડયાં. (૩) પછી લીલ ને ઘાસમાં તો સારી પેઠે ભટકયાં, ને આખરે એક નદી તે બધાને ફરી

તેમને ઘેર (દરિયામાં) લઇ ગઇ. (૪)

### પાઠ ૩૭ મો.

એડું=ઢેગડા ને ઘડો.
ગાળો=ફાંસો.
થાળું=કુવાના મોં ઉપર પાણીથી ભરેલા કોસને ખાલીકરવાની ઢાળ પડતી જગ્યા
ગરગડી=ઘરેડી; ફરપી
સહેલું=સુગમ.
કોરણે=નાકે; છેડે.
ઊથલી=ગબડી.
પણે=પેલી તરફ.
પખાલી=ભીસ્તી..
ડોલ=આંકડીવાળું પાણીકાઢવાનુંવાસણ.
પખાલ=પાણી ભરી રાખવાનું ચામડાનું ઠામ.

સવાલ—થાળું એટલે શું ? કૂવાને કડેરા શા માટે કરાવે છે ? કયા કૂવાનું પાણી સારૂં હોય છે ? કૂવાનું પાણી બગાડવાનાં કારણ કહો. ડોલ શેની શેની બને છે ? ઘડા ને ઢેગડા શેના શેના બને છે ? કૂવા પર લડવું સારૂં કેમ નહિ ?

### પાઠ ૩૮ મો.

મંદિર=દેવળ;દહેરૂં.
શિખર=ટોચ; ઉપલો ભાગ.
ગગનમાં=આકાશમાં
ધજા=નિશાન.
તળાવ=જેની ચારે બાજુ જમીન ને વચમાં પાણી હોયતે.
પાર=કિનારો કાંઠો.
સેવાળ=લીલ.
પડછાયો=ઓળો.
ઊંધું=અવળું.
આરીસો=આરસો.
બીડ=ઘાસ ઊગે તે જગા.
દરવાજો=મોટુંબારણું.
ચોગાન=ખુલ્લુંમેદાન.
ઓશરી=ઓટલી.
મંડપ=દહેરાંનો આગલો ભાગ.
ઘુમ્મટ=અર્ધ ગોળ શિખરવાળું ઢાંકણ.
મૂર્તિ=દેવ દેવીનું પૂતળું.
ગભાર=મંદિરની અંદરનો ભાગ જેમાં મૂર્તિ હોય છે તે.
તીર્થ=પવિત્ર જગા.
જાત્રાળુ=જાત્રાકરનાર

સવાલ—દહેરાનો કયો ભાગ દૂરથી દેખાય ? ઓશરી, શિખર, મંડપ, ઘુમ્મટ; ગભાર એટલે શું તે સમજાવો.

| | | |
|---|---|---|
| પાઠ ૩૯ મો. | ચોક=ઘરમાંનો | સોહાય=સારૂં દેખાય |
| ચોખ્ખાઇ=સુઘડ- | વચલો છોબંધ | નવ=નહિ. |
| તાઇ; સ્વચ્છતા; | ખુલ્લો ભાગ. | તન=શરીર. |
| સફાઇ; | મેડી=માળ. | સાફ=ચોખ્ખું; મેલ |
| આંગણું=બારણા | ગોખ=ઝરૂખો. | વગરનું. |
| આગળની જગો. | થકી=થી. | નિત=હમેશાં. |

**સમજુતી**—ઘરનું આંગણું ચોખ્ખું છે. ઘરનો ચોક ચોખ્ખો છે. ઘરનો ઓટલો ચોખ્ખો છે, માળ અને ઝરૂખા પણ ચોખ્ખા છે. (૧) ચોખ્ખા ઘર અને લુગડાંથી માણસ બહુ સારૂં દેખાય છે, શરીર ચોખ્ખું રાખીએ તો કદાપિ રોગ થાય નહિ. (૨) નહાવાથી શરીર ચોખ્ખું રહે છે, અને સાચું બોલવાથી મન ચોખ્ખું રહે છે. જેનું મન, શરીર અને ઘર સાફ છે તેનાથી પાપ હમેશાં આઘું રહે છે. મતલબ કે તે માણસથી પાપ થતુંજ નથી. (૩)

| | | |
|---|---|---|
| પાઠ ૪૦ મો. | ઉનાળો=તાપની ઋતુ | જગા; કૂવા, વાવ, |
| વર્ષ=બાર મહિના. | ચોમાસું=વરસાદની | તળાવ વગેરે. |
| મહિનો=ત્રીસ દિવસ | મોસમ. | ચોપાસ=ચારે બાજુ. |
| ઋતુ=મોસમ; રત. | વિક્રમતણું=વિક્રમ | હરિ=પરમેશ્વર; પ્રભુ. |
| માસ=મહિનો. | રાજાનું. | મહેર=દયા; મહેર- |
| શિયાળો=ટાઢની | ભાણ=સુરજ; સૂર્ય. | બાની. |
| મોસમ. | નવાણ=પાણીવાળી | લીલાલહેર=આનંદ |

**સમજુતી**—વિક્રમનું નવું વર્ષ કારતક માસથી ગણાય છે. માગશર, પોષ અને મહા મહિનામાં ટાઢ પડે છે. (૧)

ફાગણ, ચૈત્ર અને વૈશાખ મહિનામાં સુરજ તપે છે મતલબ કે તાપ પડે છે, ત્યારે ઠંડું પાણી પીવાનું અને નદી, નવાણમાં નહાવું સારૂં લાગે છે. (૨) જેઠ, અષાડ, શ્રાવણ અને ભાદરવા માસમ ખૂબ વરસાદ પડે અને બધે લીલું થઇ રહે છે. (૩) રવા પછી આસો મહિનો આવે છે. દિવાળીમાં બધા લોકો પરમેશ્વરની મહેરબાની હોય તો આનંદ કરે છે. (૪)

સવાલ—શિયાળો, ઉનાળો અને ચોમાસું એ ઋતુમાં શું થાય છે?

| પાઠ ૪૧ મો. | મોટું વાસણ. | ચાક=ચાકડો; પેડા જેવું કુંભારનું ઓ-જાર |
|---|---|---|
| કુંભાર=માટીની ચીજો બનાવનાર. | નમસ્કાર=બે હાથ જોડવા તે. | |
| ગાગર=ઘડા કરતાં | ગૂંદે છે=કસણે છે. | લોચો=લચકો; લોંદો |

સવાલ—માટીની કઇ કઇ ચીજો થાય છે? એ ચીજોનો ઉપયોગ કહો. માટીના વાસણ બનાવનારને શું કહે છે?

| પાઠ ૪૨ મો. | છાણ; લીદ | ભઠ્ઠી; પજાવો. |
|---|---|---|
| થર=પડ. | નિંભાડો=માટીનાં | દીવેલ=એરંડિયું. |
| લાદ=ઘોડા, ગધેડાનું | વાસણ પકવવાની | રોશની=લાઇટ. |

સવાલ—કુંભારે ઘડો કેવી રીતે બનાવ્યો? પછી એના પર શું શું ક્રિયા કરે ત્યારે ઘડો તૈયાર થાય? માટીનાં વાસણ પકવવાની ભઠ્ઠીને શું કહે છે? ભઠ્ઠી કેવી રીતે બનાવે છે?

| પાઠ ૪૩ મો. | માથું=ધડની ઉપર-નો ભાગ; ડાકું. | વચ્ચેનો ભાગ. |
|---|---|---|
| ધડ=બોચીથી પગ સુધીનો ભાગ. | ગરદન=ડોકું ને ધડની | ખભો=ખાંધ. |
| | | ભુજા=ખભાથી કોણી |

સુધીનો ભાગ.
હથેળી=કાંડાની નીચેનો પહોળો ભાગ

## પાઠ ૪૪ મો.

સાંધો=શરીરના બે ભાગ જોડાય તે.
કોણી=હાથ ભુજાને જોડાય તે ભાગ.
કાંડું=હાથ ને હથેલી વચ્ચેનો ભાગ.
સાથળ=જાંઘ
વળું=સાથળ ધડને જોડાય તે સાંધો.
ઘૂંટણ=પગનો વચલો સાંધો; ઢીંચણ.
ઘૂંટી=નળા ને પગ વચ્ચેનો ભાગ.
નસકોરાં=નાકનાં બે કાણાં.
પીઠ=બરડો; વાંસો.
ગળું=ગરદનનો આગલો ભાગ.
બોચી=ગરદનનો પાછલો ભાગ.

સવાલ—આપણા શરીરના મુખ્ય કેટલા ભાગ છે ને તે કયા કયા ? ધડ શું શું મળીને થાય છે ? ભુજા કોને કહે છે ? હાથ, હથેળી, કોણી, કાંડું, સાથળ, ઘુંટણ, ઘુંટી બતાવો અને કયાં આવ્યા તે કહો. માથાના આગલા ભાગનું નામ શું ? ધડની પાછલી બાજુએ શું છે ? ગરદનના આગલા ભાગને શું કહે છે અને પાછલા ભાગને શું કહે છે ?

સાર—શરીરના બે ભાગ ડોકું અને ધડ છે. ડોકામાં માથું (ઉપલો ભાગ ખોપરી કહેવાય તે પર વાળ છે.) કપાળ, લમણાં, કાન, આંખ, નાક, મોઢુ, (અંદર જીભ, દાંત, ને તાળવું છે.) ગાલ, ગળું, બોચી, દાઢી, હડપચી છે. ધડમાં બે હાથ, ખભા, બગલ, છાતી, પેટ, ડુંટી, પેઢુ, કેડો, વાંસો, બે પગ, જાઘ, ઢીંચણ, નળો, પાટલી, તળીઉં, એડી, અને ઘૂંટી છે.

## પાઠ ૪૫ મો.

સુથાર=લાકડાનું કામ કરનાર.
ચોખંડા=ચાર ખુણાવાળાં.
વાંસલો=સુથારનું લાકડા ઘડવાનું ઓજાર.
વીંધણું=લાકડ માં બાકાં પાડવાનું ઓજાર.

વીંધ=કાણું; બાકું; વેહ.
માપ=કદ.
સાલ=વેહમાં બેસાડવાનો ભાગ.
રંદો=લાકડું સાફ કરવાનું ઓજાર.
ધારવાળી=અણીદાર.
કરવત=લાકડા વહેરવાનું ઓજાર.
દાંતા=કાંગરીવાળી કોર.

**સવાલ**—વાંસલો શું કામમાં આવે? વીંધણું અને રંદો શું કામમાં આવે? કરવતથી શું થાય?

**પાઠ ૪૬ મો.**

ભોજન=ખોરાક; જમણ.
ખોરાક=ખાવાના પદાર્થ.
કાળજી=દરકાર.
જરૂર=અગત્ય.
પરસેવો=પસીનો.
માંદા=બિમાર.
ભાવે=રૂચે; પસંદ પડે.
ભાવથી=હોંસથી.
ટકાવીરાખવા=કાયમ રાખવા.
સ્વાદિયા=સ્વાદવાળા
સંતોષ=તૃપ્તિ.
ઉતાવળ=ઝડપ.
કુંકાસ=કજીઓ.
ચિત્ત=મન.
શાન્ત=ધીરજવાળું.
ફિકર=ચિંતા.
તરછોડવા=ખંખેરવા
રોગ=બિમારી.

**સવાલ**—ભોજન કરવાનું કારણ શું? જમવા બેસતાં પહેલાં શું કરવું? ખાવાની બાબતમાં કયા કયા નિયમો પાળવા? જમ્યા પછી શું કરવું? થાળીમાં હાથ, મોં કેમ ન ધોવાં? જમ્યા પછી ઝડપથી ચાલવાથી શું થાય?

**પાઠ ૪૭ મો.**

ભોજન=ખોરાક; જમવાનીચીજો; જમણ
વર્ણન=વાત; હકીકત.
સૂણજો=સાંભળજો.
કમોદ=ખુશબોદાર ઊંચી જાતના ચોખા.
તણી=ની.
અતિ=ઘણી.
ભાંગીને=વલોવીને.
તળિયાં=તળેલાં.
પૂરણપોળિ=વેડમી; ગળી રોટલી.
સાર=સારા; સારી.
વડાં=અડદની દાળને

| | | |
|---|---|---|
| પલાળીને વાટી માંહે આદુ, મરચાં, મીઠું નાંખીને ગોળ લુગદીઓ કરી | તેલમાં તળે છે તે. સલી=તાજી પકવાન=મેવાઈ, ખાજાં, જલેબી, | અમરતપાક, સુતર-ફેણી વગેરે. સ્વાદ=લહેજત. અપાર=ઘણોજ. |

સમજુતી—આજે અમે જે જમણ જમ્યા છીએ, તેની વાત કહીએ તે તમે સાંભળો. ભાત કમોદના ચોખાનો કર્યો હતો, અને દાળ પણ ઘણી સારી જાતની હતી. (૧) કઢી દહીંને વલોવીને બનાવી હતી, અને તેમાં સ્વાદીષ્ટ વડી નાંખી હતી; જુદી જુદી જાતનાં શાક તળી કાઢેલાં હતાં, અને સાથે બાસુદી, પૂરી ને દૂધ પાક હતાં. (૨) વેડમી અને સારા લાડુ તથા વડાં, કચોરી અને કંસાર પણ હતો. ભજીઆં ને તાજી ભાજી તથા સારો શીરો ને રોટલી હતાં. (૩) પાંચે પકવાનો કહેવાય છે તે હતાં, કે જે જમતાં ઘણું સુખ થાય છે, વડાં પાપડ ને સારી સેવો હતી; અને તળેલા ચણાનો સ્વાદ ઘણોજ સારો હતો.(૪)

| | | |
|---|---|---|
| પાઠ ૪૮ મો. ભરત ભુમિ=ભરત ખંડ; હિંદુસ્તાન. પુત્રો=છોકરા; બાળક. અમ=અમારી. માત=મા. | પુરાણ=જુની. પવિત્ર=ચોખ્ખી. સૂત્રો=નિયમો; ધારા ઉચ્ચ=ઊંચા. ચરિત્ર=આચરણ. ઝળકાવે=જાહેરમાં | લાવે. અંતરને=મનને. ઉદ્દશીને=વિચારીને. હોકાર=કબુલાત. હોકાર કરશું=ધમકાવીશું. |

સમજુતી—અમે ભરતભૂમિના પુત્રો છીએ, અમારી મા જુની અને પવિત્ર છે; અરે ! જેનાં સુંદર નિયમો ઊંચું આચરણ જાહેરમાં લાવે છે. (૧) અમારા મનને વિચારીને હમેશાં અમે ધમકાવીશું, અમે હિંદી, હિંદી, હિંદી અને

## અમારો દેશ હિંદ છે. (૨)

**પાઠ ૪૯ મો.**

કદે=માપમાં; દેખાવમાં.
અણિયાળું=અણીદાર
કાબર ચીતરા=તરેહ તરેહના રંગનું.
અણીદાર=અણીવાળા
નહોર=તીણા નખ.
તેજ=ચપળ.
પગલાં=પગના તળિયાનો આકાર.
દર=નાનાં પ્રાણી પોતાને રહેવા બાકાં પાડે છે તે.
કોળ=મોટો ઉંદર.
તરાપ=ફાળ; કૂદકો.
માંસાહારી=ગોશ ખાનાર.
સોબત=સંગત;
હેત=પ્યાર; વહાલા.
ખાતર=બરદાસ.
નિમક હલાલ=જેનું ખાય તેનું ભલું ચાહનાર.
હોશિયાર=ચાલાક.
માલિક=ધણી; શેઠ.
ચોકી=પહેરો;તપાસ-

સવાલ—કૂતરો ને બિલાડીમાં ફેર શું ? કૂતરા કયા રંગના છે ? કૂતરાના વાળ એક સરખા કેમ નથી ? કૂતરાના દાંત કોના જેવા હોય છે ? બિલાડી ને કૂતરાના નહોરમાં શો ફેર ? કૂતરો ઝડપથી દોડે તેનું કારણ શું ? કૂતરાની કઈ શક્તિ તેજ છે ? બિલાડી ને કૂતરો કઈ કઈ વાતમાં મળતા ને કઈ કઈ વાતમાં જુદાં છે ? કૂતરો શું શું કામ કરે છે ?

**પાઠ ૫૦ મો.**

ડોક=ગરદન.
અદ્ધર=અતરિંગ.
ખરી=જનાવરના
બટન=ઓરિયાં.
ઉપકાર=પાડ;આભાર
પગના તળિયાનું હાડકું.
ગુચ્છો=જથો.
માંખ=માખી.
પાલન=પોષણ;ગુજારો
માયાળુ=માયાવાળી
મીઠાઈ=ગળ્યું ખાવાનું; પેંડા,બરફી વગેરે.
ધાન્ય=અનાજ.
અનેક=ઘણા.
સ્વભાન=ટેવ; ખાસિયત.

સવાલ—જનાવરોને પૂંછડું શું કામમાં આવે છે ? ગાય આપણને શું આપે છે અને તેનો આપણે શું ઉપયોગ કરીએ

છીએ? ગાયને માતા કહેવાનું કારણ શું?

**પાઠ ૫૧ મો.**

સીમમાં=ખેતરમાં
બીડ=ઘાસ ઊગે તે જગા.
નિરાંતે=નચિંતે.
સરસું=સાથે.
કિનારે=કાંઠે.
વાગોળવું=ખાધેલું પાછું મોંમાં લાવી
જડબું=ડાચું.
શક્તિ=બળ.

**સવાલ**—ગાયને કેટલાં જડબાં હોય છે? કયા જડબામાં આગલી બાજુ દાંત હોતા નથી? ગાયની જીભ શેનું કામ કરે છે?

**પાઠ ૫૨ મો.**

ભૂસું=થુલું.
લઠ્ઠું=જબરી
તળાવડી=નાનું તળાવ
ખાબોચિયું=પાણી ભરાયલો નાનો ખાડો.
શાન્ત=ધીરજવાળી.
તોફાની=મસ્તીખોર.
મારકણી=મારે એવી.
ખીજાય=ગુસ્સે થાય.
બીકણ=બીએ એવી.

**સવાલ**—ગાય ને ભેંસની સરખામણી કરો. ભેંસના પગ ટૂંકા ને જાડા શા માટે બનાવ્યા હશે? ભેંસના બચ્ચાંને શું કહે છે? ગાયના બચ્ચાંને શું કહે છે?

**પાઠ ૫૩ મો.**

ઘેટું=મેંઢું.
ઊન=ઘેટાના વાળ.
ધ્યાન=એક ચિત્ત.
મળતાં=બરાબર; સરખાં.
અદ્ધર=અતરિંગ.
કામળો=ઊનનું જાડું લુગડું.
ગરકી=પેસી.
ગરીબ=કોઈને દુઃખ ન દે એવું.
પોચાં=બીકણ.
ઇજા=દુઃખ.
ગેલ=લાડ.
ટક્કર=સામસામા માથાં અફાળવા તે.
ગાલીચો=ઊનનું પાથરણું.
ઉપરી=આગેવાન.
ગાડર=ઘેટું.
ગોવાળ=ગાય, ભેંસ ચારનાર.
ભરવાડ=ઘેટાં બકરાં ચારનાર.
શાલ=ઊનનું કીમતી લુગડું.

**સવાલ**—ગાય ને ઘેટું કઇ બાબતમાં મળતાં છે ? ઘેટામાં કેવી ટેવ હોય છે ? ગોવાળ કે ભરવાડ શું કામ કરે ? ઊન શું કામમાં આવે છે ? ઊન એ કઇ ઋતુમાં કતરાય ?

**પાઠ ૫૪ મો.**

પીઠ=વાંસો; બરડો.
જરૂર=નક્કી; ખચીત
વખાણ=તારીફ.
દોસ્ત=ભાઇબંધ.
જોરાવર=બળવાન.
વજન=ભાર; બોજો.
નમ્ર=નરમ.
હેતાળ=માયાળુ
કુંકાડા=કું કું કરતો અવાજ.
દાઢ=એવડા દાંત.
ચોપગાં=ચાર પગવાળાં.
ડાબડો=ઘોડાના પગના તળિયાનું હાડકું.

**સવાલ**—ગાય, ઘેટું, ઉંદર, બિલાડી, ને ભેંસ એનો એકેક ઉપયોગ કહો. ઘોડો શું શું કામમાં આવે છે ?

**પાઠ ૫૫ મો.**

સપાટ=ઊંચી નીચી નહિ તે.
મેદાન=સપાટ ખુલ્લી જગો.
ઊપસેલો=ઊંચો આવેલો.
ડુંગરાળ=ડુંગરવાળી.
અઘરૂં=મુશ્કેલ.
પૂર્વ=જે દિશામાં સુરજ ઊગે છે તે.
સમૂહ=જથો.
હારદોર=એક પછી એક.
શિખર=ટોચ; મથાળું; ઉપલો ભાગ.
ખીણ=બે પહાડ વચ્ચેની જગા.
તળેટી=પર્વતના મૂળ આગળની જગો.
જંગલ=રાન; વન.
ઢાળ=ઢોળાવ.
જવા આવવાનો રસ્તો.

**સવાલ**—મેદાન કોને કહે છે ? કઇ જગા ડુંગરાળ કહેવાય ? પાવાગઢ કયાં છે, અને તેના પર કોનું દહેરૂં છે ? પહાડ અને પર્વતમાં શું ફેર ? ગુજરાતની ઉત્તરમાં કયો પહાડ છે ? કાઠિઆવાડમાં કયાં પર્વત છે ? દુનિયામાં મોટામાં મોટો પર્વત કયો છે અને તે કયાં છે ? શિખર, ખીણ, તળેટી અને જંગલ એટલે શું તે સમજાવો. ઢાળ એટલે શું ? ઘાટ કોને કહે છે ?

| પાઠ ૫૬ મો. | નીચાણ=ઢાળ પડતી | ખાડી=નાના વહેળા |
|---|---|---|
| નદી=મીઠા પાણીનો વહેળો પર્વત અગર સરોવરમાંથીનીકળી ઢળતી જગામાં થઇ બીજી નદી, રણ કે દરિયાને મળે છે તે. | કિનારો=કાંઠો;પાણીને લગતો જમીનનો ભાગ; તીર. | નદીમાં મળે છે તે. |
| | મૂળ=જે જગાએથી નદી નીકળે છે તે જગા. | રેલ=પૂર. |
| | મુખ=જે જગાએ નદી મળે છે તે જગા. | ભયંકર=બીક લાગે તેવી. |
| રેલા=વહેણ; પ્રવાહ. | | નિર્મળ=સ્વચ્છ; ચોખ્ખું. |
| | | ભાગીરથી=ગંગા. |

સવાલ—પાણી કેવી જગાએથી કેવી જગા તરફ વહે? નદીને કેટલા કિનારા હોય? જમણો ને ડાબો કિનારો ઓળખાય? મૂળ, ને મુખ એટલે શું? નદીનો કયો ભાગ ઊંચો ને કયો ભાગ નીચો હોય છે? રેલમાં શું શું ઘસડાઈ જાય છે? ભરૂચ, સુરત, અમદાવાદ, કાશી, મથુરાં, ને હૈદ્રાબાદ કઈ નદી પર છે? આપણા દેશમાં કઇ કઈ મોટી નદીઓ છે? ગંગાનું બીજું નામ શું? નદીનું પાણી શા શા કામમાં આવે છે?

| પાઠ ૫૮ મો. | તીર=કાંઠે. | રસાળ=ફળદ્રુપ. |
|---|---|---|
| ઝરણાં=ઝરણ. | આરામ=સુખ. | ભૂમિ=જમીન. |
| ઝમે=ઝરપે. | શાંતિ=ધીરજ. | સમાય=મળી જાય. |
| નીર=પાણી. | વિવિધ=જુદા જુદા. | આનંદ=મોજ. |

સમજુતી—પર્વતમાંથી ઝરણો ઝરપે છે, તે બધાં ભેગા થવાથી નદીઓ બને છે. નદીના પાણી ખળૂખળ્ વહે છે. (૧) નદી કિનારે ગામો વસતાં, ત્યાંના લોકોને રોજ મીઠાં પાણી મળે છે તેથી તેઓને સુખ છે, વળી પશુ, પંખીને પણ શાંતિ થાય છે. (૨) નદીઓ જુદા જુદા દેશમાં વહે છે, ને ત્યાંની

જમીન ફળદ્રુપ બનાવે છે. તે હસતી ફૂદ ફૂદ જાય છે, ને છેલ્લે દરિયામાં જઇ મળે છે. (૩) લોકો નદીપર ફરવા જાય છે, અને હોડીમાં બેસીને ખુશ થાય છે. કોઇ તો નદીમાં નહાવા પડે છે અને કોઇ તરતાં તરતાં મોજ કરે છે. (૪)

પાઠ ૫૯ મો.

તળાવ=જેની ચારે બાજુ જમીન ને વચમાં પાણી હોય તે.
પાવાગઢ=પવનગઢ.
ખાબોચિયું=પાણી ભરાયેલો નાનો ખાડો; તળાવડી.
સરોવર=મોટું તળાવ.

સવાલ—પાણી હંમેશાં કેવી જગાએથી કેવી જગાએ વહે છે? તળાવ શી રીતે બને છે? પાવાગઢમાં કયું તળાવ છે? મુંબઇ પાસે કયા કયા તળાવ છે? કેવા તળાવનું પાણી પીવાથી રોગ થાય? વડોદરામાં કયા તળાવનું પાણી આવે છે? મુંબઇમાં કયા કયા તળાવમાંથી પાણી આવે છે? ડુંગરાળ દેશમાં ઘણાં તળાવ હોવાનું કારણ શું?

પાઠ ૬૦ મો.

નકશો=ગામ કે દેશનો ચિત્રીલો નમુનો.
ચિત્ર=છબી.
ક્યારા=આસપાસ પાળ કરેલી હોય એવી જગા.
શોભિતાં=સુંદર.
મધ્યમાં=વચ્ચે.
કોદાળી=જમીન ખોદવાનું ઓજાર.
લંબચોરસ=લાંબો ચોરસ.
રોપા=છોડ.
આકાર=ઘાટ.

સવાલ—ચિત્ર અને નકશામાં શું ફેર?

પાઠ ૬૧ મો.

માપસર=માપ પ્રમાણે.
માપ=લંબાઈ પહોળાઈ ભરી નક્કી કરવું તે; ભરતર.
યુક્તિ=તદબીર; કળા.
સમચોરસ=જેની લંબાઈ પહોળાઈ સરખી હોય તે; જેની ચારે બાજુ સરખી હોય તે.
ખ્યાલ=વિચાર.
પ્રમાણ=માપ.
આકૃતિ=ઘાટ.

સવાલ—નકશાની દિશા શી રીતે ઓળખાય?

| પાઠ ૬૨ મો. | પૂર્વ=ઉગમણી. | ખૂણો=જ્યાં બે બાજુ |
|---|---|---|
| આથમે=અસ્ત પામે. | પશ્ચિમ=આથમણી. | મળતી હોય તે. |

સવાલ—પૂર્વ અને પશ્ચિમ દિશા શી રીતે ઓળખવી? ઉત્તર દિશા શી રીતે જાણવી? સામસામી દિશાઓ ગણાવો. દિશા કેટલી છે ને તે કઈ કઈ? ખૂણા કેટલા છે ને તે કયા કયા? અગ્નિ, નૈર્ઋત્ય, વાયવ્ય અને ઇશાન ખૂણો કઈ કઈ દિશાની વચ્ચે આવ્યો? સામસામા ખૂણા ગણાવો. કુલ દિશા કેટલી ને તે કઈ કઈ?



# ડિકટેશન શિક્ષક.

## પાઠવાર અડધા શબ્દો.

| | | | |
|---|---|---|---|
| પાઠ ૧ લો. | માનીશું | અરવિંદ | આપ્યો |
| સર્વ | જન્મ | મજાનું | ભોંયે |
| ભૂલો | પાઠ ૨ જો. | બન્ને | જોરથી |
| ફૂલો | વાડીમાંનો | ડાળીએ | પિતા |
| ઊગે | હીંચકો | દોરડાં | પૂરો |
| પશુ | મજબૂત | તૂટી | ભરોસો |
| અહીં | બાંધ્યો | બેસાડયો | વર્ષની |
| સૌ | ચિત્ર | બાજૂ | પડખામાં |
| પ્રભુનો | સંભાળ | દોરડું | પકડયું |

પાઠ ૩ જો.

કુરકુરિયાં
બચ્ચાં
સવિતા
દોડતી
કોઠીની
સૂતી
પ્રયત્ન
બતાવીશું
કુતરીનાં
બિલાડીનાં
દિવસ
ઊઠી
ખૂબી
ખીજવાઇ
દુઃખ
ત્યારે

---

પાઠ ૪ થો.

સ્તુતિ
ઊભા
કૃપાદૃષ્ટિ
ઉગારો
પ્રેમ
ઊગ્યો
સૂર્ય
પૂર્વમાં
પ્રભો
સંભાળનારો
પ્રાણીઓ
ઉદ્યોગમાં
બુદ્ધિ
વિદ્યા
શિરે
નાથજી
દિન

---

પાઠ ૫ મો.

ઝળઝળિયાં
ગુસ્સો
છેતર્યો
ચંદુલાલ
કહ્યું
ફાનસનો
અરીસો
ફૂટી
માન્યું
ભાઇબંધ
મણિલાલ
દિવાનખાના
ભીંતે
લટકાવેલી
સારું
લાગ્યું
નાંખી
શરમથી
ઊતરી
જૂઠું
ભાંગ્યો
છેતર્યાં
નિશાળમાં
તૂટેલો
પૂછ્યું
આંસુ
ટેવથી
શિક્ષા
શિરસ્ટો
હમેશાં
ઇશ્વર

---

પાઠ ૬ ઠો.

છઠ્ઠો
ફિટકાર
સત્ય

---

પાઠ ૭ મો.

મૂળાક્ષર
સ્વર
ઉચ્ચાર
વ્યંજન
ગૂજરાતી
ભાષાના
જોડાયેલા
સ્વાદમાં
રહ્યોમાં

---

પાઠ ૮ મો.

અઠવાડિયું
શુક્ર

છેલ્લો
ગુરુ
પાટિયા
રવિ
શનિ
રતિલાલ
દિવસનું
સોમચન્દ્ર

---

પાઠ ૯ મો.

પખવાડિયું
તિથિઓ
કૃષ્ણપક્ષ
શુકલપક્ષ
મહિનાના
વર્ષનાં
ચંદ્ર
અજવાળિયું
અગિયારશ
ચૌદશ
પૂનમ
બિલકુલ

પાઠ ૧૦ મો.

પ્રભાતિયું
કૃષ્ણ
ઘેનમાં
ત્રણસેં
ગોવાળિયો
દહીં
દહીંથરાં
ઘેબરાં
કઢિયેલ
હાથિયો
કાળિનાગ
નાથિયો
ભૂમિનો
નરસૈંયો
રીઝિયો
બૂડતાં
બાંહેડી
સહાશે

---

પાઠ ૧૧ મો.

વાંદરાંની
વિસામો
લુચ્ચાં
નાળિયેર
ટોપીઓનું
પોટલું
સૂતો
ધીમેધીમે
ઊતર્યાં
જાગ્યો
ચિચિયારી
સૂઝ
ફેંકતો
મજૂરી

---

પાઠ ૧૨ મો.

શક્તિ
અડપલાં
પાળ્યો
લગ્ન
રંગાઈ ગયો
કારીગરો
મિયાંઉં
પીંછી
બોળીને
માંડ્યો
આવ્યો
તડકામાં

---

પાઠ ૧૩ મો.

હશાગણો
રિસાળ
કુટેવ
સુંદર
મુંબઈથી
બિચારાંની
ડબ્બી
ટુકડો
ઢાંકણું
ઊઘડી
ચંદન
મૂંગો
રિસાઉં
હઉં
બેદરકારી

ઊગ્યું
લીલાંછમ
કૂમળાં
પાંદડાં
આનંદ

---

પાઠ ૧૪ મો.
મેળવણીના
મિશ્ર
પીંછીથી
ગોટીઓ
નારંગી
જાંબુડિયો
મુખ્ય
મિશ્રણ

પાઠ ૧૫ મો.
આંબાવાડિયું
પતંગિયું
ટહુકતી
ગુચ્છાદાર
ગુરુજીએ
વિચાર્યું

સુગંધ
કૂદતો
તડકામાં
પૂંછડાવાળી
ખિસકોલીએ
ઘટામાંથી
એકસામટાં
ફડફડતાં
મધુરો
સંભળાતો
ઊડતાં
ઊગેલાં
હીંચકો
ઠંડા

---

પાઠ ૧૬ મો
ઋતુઓની
શિયાળો
ઉનાળો
ચોમાસું
હાજે
સાંજ

મહિનાઓમાં
ટૂંકો
ત્યારથી
અંધારું
દિવાળીથી
પહેર્યાં
ઊની
લૂ
નહિ
રાત્રે
ઓઢવું
ઉગે
વાદળાંથી
ટીપાં
ખરું

---

પાઠ ૧૭ મો.
કવિતા
શિયાળે
શીતળ
તંબોળ
ઊંડાં

વનસ્પતિ
કેસૂડાં
ફુવારા
ખાસું
દુનિયા
ડૂબાડૂબ
ખેતીકાર
ચંપેલી
જૂઈ
ચાખડીઓ
હીંડોળા

---

પાઠ ૧૮ મો.
રીંછની
ધર્મશાળામાં
ઊતર્યો
ચોગાનમાં
કંટાળ્યું
બાંધ્યું
સાંકળ
છૂટી
ધક્કો

મોર્યો
ઓરડામાં
ખૂણામાં
કાઢ્યાં
ભાંગી
માંડ્યું
બંદુકના
સિપાઇ
કૂચ
એટલામાં
બારણું
કાળજું

---

પાઠ ૧૯ મો.
હાથીની
રસ્તે
સૂંઢ
નાંખી
આપ્યું
લગનસરા
લૂગડાં
શીવવાનાં

ઘાંચી
ખેંચી
કર્યું
છાંટ્યું
ચડ્યો
અડફેટમાં
છોકરું
ઊભેલા
બહુયે
બૂમો
ખસ્યું
ગાંડો
ઓળખ્યું
હોશિયાર
સીંચવાનું
ભોંય

---

પાઠ ૨૦ મો.
પ્રમાણિક
શિક્ષા
સચ્ચાઇ
નરેન્દ્ર

જામફળની
ત્રણ
ચાલ્યો
શિવશંકર
સાંભળી
શાબાશી
છોડીશ
પેન્સિલ
ગુસ્સે

---

પાઠ ૨૧ મો.
ઉમંગ
આફૂસ
ભંડાર
વાસ્યું
કાન્તિને
ધ્યાન
વર્ગમાં
ઊંચો
બગડ્યો
રીતભાતથી
સમજાયું

દિલગીરી
છાબડીમાં
મૂકી

---

પાઠ ૨૨ મો.
શિખામણ
ગંધ ગંધ
માથું
આંસુ
મારું
ભૂલ્યો
ભાઇબંધો

---

પાઠ ૨૩ મો.
છંદ
છપ્પો
ભૂંડાથી
ભૂંડો

---

પાઠ ૨૪ મો.
લુલો
કૂતરો
ખોડંગતો

| | | | |
|---|---|---|---|
| પ્રાણી | મોંમાં | ઘરડાં | મંદિરોમાં |
| સાથી | છત્રી | ઊતર્યાં | દર્શન |
| વિનંતી | નિશાળ | પાથરેલી | સારું સારું |
| દયામણું | છૂટવાનો | અમારૂં | કોડિયાંમાં |
| હિંમત | | એકસામટાં | મૂકી |
| ટપાલમાં | પાઠ ૨૫ મો. | ઊડજો | દારૂખાનું |
| નાંખવા | સંપ | ઊડ્યાં | સંભળાય |
| શીખવ્યું | ત્યાં | ભાઇબંધ | ધોયેલાં |
| બિચારાને | જંપ | ઉંદર | ખાદીનાં |
| મોઢું | જુસ્સાવાળો | દાંતથી | |
| ઝળઝળિયાં | અવિચારી | છૂટાં | પાઠ ૨૭ મો. |
| આવ્યો | અનુભવી | | ધોતિયું |
| ભૂખ્યો | રળિયામણા | પાઠ ૨૬ મો. | પહેર્યું |
| ખૂણામાં | કબૂતરનું | દિવાળી | રેંટિયાથી |
| સૂવા | ટોળું | પર્વ | કંતાય |
| સૂકું | આકાશમાં | રોશની | સૂતરના |
| તદ્દન | ઊડતું | મહિનો | તાંતણા |
| આઝી | ઘરડાંઓની | પૂરું | કપડાં |
| સંગાથે | છૂટવા | પવિત્ર | વીંટનો |
| ભૂરિયો | ઊંડતાં | કાળીચૌદશ | વીંટયા |
| ઘૂરકીને | ભૂખ્યાં | આંગણાં | ચડાવશે |
| | વેરાયેલા | સાથિયો | અર્ધા |

કોકડું
છુટા
વચ્ચેથી
ફેંકતો
ઐરી
કુટુંબનાં
કાંતીએ
સ્વદેશી
સ્વરાજની

---

પાઠ ૨૮ મો,
કુટેવો
દાંતથી
આંગળીઓનાં
કદરૂપા
અંગૂઠો
ચૂસ્યા
કંટાળો
ખોતર્યા
બૂરી
ખૂણેથી
ટૂંકા
પથ્થરપાટી
ભૂંસી
થુંકથી
ડાબલીમાં
વર્ગમાં
લૂંગડાંથી
બાંય
નસીંકી
લીંટ
આવાં
લૂછી
રૂમાલ
કેટલાંક
થૂંકે
નસીંકયા
કાઢયા
ચોંટી
છોડાં
કૂચા
ઠળિયા
નાંખવાં
ખીંટી
ગંદું
સજજડ
નાનપણથી

---

પાઠ ૨૯ મો.
પ્રાર્થના
પ્રભુ
પ્રીતે
દુનિયા
ઊંડા
દરિયા
સૂરજ
ઝગમગિયા
પ્યારા

---

પાઠ ૩૦ મો.
લુહારની
પીરોજશાહ
લોઢું
વાંસડો
ભૂંગળીમાં
ચૂલામાં
પોલાં
ફૂંકવું
ફરર્

---

પાઠ ૩૧ મો.
ઘડાયું
તપાવ્યું
સળિયો
ચૂલો
ભઠ્ઠી
સાણસીથી
ઉનાળામાં

---

પાઠ ૩૨ મો.
તાંબાકૂંડી
ઘરેણાં
સાંકળાં
પદાર્થ
પતરું
પથ્થરનો
ખણણ્
પીત્તળ

ધોટીઓ
માંજીએ
ઊજળાં
તાંબુ
વીંટી
બંગડીઓ
બેરાંઓ
સોનું
ચાંદી
ટીપવાથી

---

પાઠ ૩૩ મો.

સિક્કા
ઝાંખો
નિકલ
પૈસો
ચોખ્ખો
જાતો
આપણને
વાંકીચૂકી
રૂપિયો
બત્રીસ

કાંગરી

---

પાઠ ૩૪ મો.

દિનકર
ધર્મશાળા
સૌનું
સુશીલાને
કૂવેથી
ઉપાડવા
રહ્યો
ઉમંગથી
રસ્તામાં
ચોસઠ
સુધી
ડબ્બામાં
ઊઠીને
બેસાડયો
પરગજુપણાનાં

---

પાઠ ૩૫ મો.

ચોખ્ખાઈ
અજીતરાય

નરહરિને
શરીરે
લૂખસ
હરિપ્રસાદે
તપાસ્યું
દબાવ્યું
કબજિયાત
દસ્ત
બગડ્યું
દિશાએ
પથારીમાંથી
ઊઠીએ
બેદરકારી
ખરું
પતંગ
આંગળાં
અંગુઠાથી
લૂછી
ચોળીને
ઘસવું
શિયાળામાં
કોરું

લૂછતી
લૂછવું
જાંઘ
દાંત
તપાસ્યા
ઝીણો
કૂચો
અવાળું
દબાવતાં
વર્તવાની

---

પાઠ ૩૬ મો.

વાદળની
ટીપાં
ધાર્યું
બિચારાં
મહીં
ભટકયાં

---

પાઠ ૩૭ મો.

કૂવો
થાળું

બેડાં
પહોંચે
કાઢવું
ઊથલી
ઊંડા
ઢોળાયેલું
માંજેલાં

---

પાઠ ૩૮ મો.

શિખર
ઓશરી
મંડપ
ઊંચું
બાઝી
પડછાયો.
ઊંધું
ખેડૂતો
દરવાજામાં
દહેરું
ખુલ્લી
ફૂલઝાડ
પગથિયાં

ઘુમ્મટ
મૂર્તિ
તીર્થની
જાત્રાળુ

---

પાઠ ૩૯ મો.

નિત
વિષે
કવિતા
આંગણું
સોહાય
દૂર

---

પાઠ ૪૦ મો.

વર્ષના
મહિના
વૈશાખ
શ્રાવણ
વૃષ્ટિ
ત્રાસ
વારું
પોષ

ચૈત્ર
અષાડ
શિયાળો
ચોમાસું
ટૂંકી
વિક્રમ
ઠંડું
નહાવું
હરિની
દિવાળીમાં

---

પાઠ ૪૧ મો.

કુંભાર
નળિયાં
કોડિયાં
રવિવારે
બતાવીશ
કાઢ્યું
નમસ્કાર
દેખાડું
કૂદતો
કૂદે

ગૂંદે
કિનારેથી
ઝડપથી
લોચો

---

પાઠ ૪૨ મો.

નળિયું
તૈયાર
કોડિયું
સુકાશે
ભઠ્ઠીમાં
છાણાં
સૂકાં
ડાળીઓનો
ગોઠવ્યાં
થર કર્યાં
સૂકી
નીંભાડો
દિવાળીને
રોશની

પાઠ ૪૩ મો.

અંગુઠો

જોડાયેલા

---

પાઠ ૪૪ મો.
આપણું
સાંધો
વળું
ઘૂંટણ
ઘૂંટી
નસકોરાં
બાજૂએ

---

પાઠ ૪૫ મો.
વાંસલો
વીંધણું
રંદો
રસિક
ચોખંડાં
થાંભલા
બારણાં
વસ્તુઓ
ખુરશી
બન્યું
કાણાં
બનાવ્યો
સૂંવાળું
હોતા
પાટિયાં

---

પાઠ ૪૬ મો.
પોષાય
માંજેલાં
ચિંતા
ચિત્ત
બાબતમાં
જરૂર
મોં
પવિત્ર
માંદા
સ્વાદિયા
સંતોષ
નિશાળનો
ખાધેલું
કંકાસ
શાન્ત
ફિકર
કોળિયા
મૂકયા
ખુલ્લું
કંટાળો
કોગળા
ચાટવાં
જમ્યા
ગળું
થાળીમાં
છાંટા

---

પાઠ ૪૭ મો.
વિષે
વર્ણન
તળિયાં
દૂધપાક
પૂરણપોળી
કંસાર
ભજિયાં
તળ્યા

---

પાઠ ૪૮ મો.
હિંદી
ભૂમિના
પુત્રો
સૂત્રો
ચરિત્ર
ઉદ્દેશી

---

પાઠ ૪૯ મો.
પ્રાણીઓ
કૂતરો
કાબરચીતરાં
માંસાહારી
નિમકહલાલ
બિલાડી
અણિયાળું
ટૂંકા
તપખીરિયા
તળિયું
ભીંત
સૂંઘવાની
શક્તિ

પગલાં
સૂંઘી
ભરાયેલાં
શિકાર
માંસ
વસ્તી
રખડતાં
અહીંથી
તહીં
ભટકી
પાળેલાં
રાત્રે
માલિકના
અજાણ્યા

---

પાઠ ૫૦ મો.

અદ્ધર
રમણિક
હરિલાલ
આંગળું
પૂંછડું
ગુચ્છો
માંખ
મચ્છર
ઉડાડે
પેંડા
મિઠાઇઓ
લીંપે
નાંખવાથી
ધાન્ય
શીંગડામાંથી
સ્વભાવની

---

પાઠ ૫૧ મો.

નિરાંતે
જડબું
ઊગેલાં
મોજથી
દોડવું
સરસું
ધીરેધીરે
સિવાય
હલાવ્યા
જડબાં
ઉપલું
નીચલું
દબાવ્યાં
આંચકો
વાગોળવાની
ખાધેલું
મોંમાં
વાગોળવું

---

પાઠ ૫૨ મો.

ખાબોચિયું
ટૂંકા
ભૂંસું
ઋતુ
લઠ્ઠુ
તળાવડી
ખાબોચિયાના
શાન્ત
તોફાની
ખિજાય

---

પાઠ ૫૩ મો.

ઘેટું
ટક્કર
ધ્યાનથી
આંચકો
અડકવાં
અદ્ધર
બીડમાં
છૂટી
કુતરાથી
ટોળામાં
શીંગડાંથી
ઘણું
શિયાળામાં

---

પાઠ ૫૪ મો.

પુંફાડા
સાંભળો
દોસ્ત
પ્રાણીઓમાંનો
ગાડીમાં
ખેંચી
ઉમંગથી
સ્વભાવે

મેદાનમાં
ઘંટી
દાઢોથી
હોઠથી
પ્રાણીઓ
ચોપમાં
દાબડો
ફૂટી

---

પાઠ ૫૫ મો.
પર્વત
ડુંગરાળ
સમૂહ
ઊંચો
ઊપસેલો
ડુંગરી
દૂરથી
ચઢવું
અઘરું
કાળકામાતાનું
મંદિર
પાવાગઢ
વડોદરાની
પૂર્વમાં
અમદાવાદની
ઉત્તરે
કાઠિયાવાડમાં
જૂનાગઢ
ગિરનાર
હિમાલય
દુનિયાના
તળિયાં
ઊગે
ઊગ્યાં
જંગલ
સુધીનો
ઢળતો

---

પાઠ ૫૬ મો.
રસ્તાની
બારું જૂએ
વહેળામાં
ઊંડાં
નિચાણમાં
કિનારા
મૂળ
દરિયામાં
માર્ગ
વાંકોચૂંકો

---

પાઠ ૫૭ મો.
કોતરોમાં
ભરાયું
શિખરો
ઢંકાયેલાં
ધસતું
ભયંકર
ભરૂચ
નર્મદા
સાબરમતી
મથુરાં
સિંધમાં
હૈદ્રાબાદ
સિંધુ
દક્ષિણમાં
કૃષ્ણા
પવિત્ર
નિર્મળ
ભાગીરથી

---

પાઠ ૫૮ મો.
લીલોતરી
પર્વતમાંથી
ઝરણાં
ખળખળ
પશુપંખીને
શાંતિ
વિવિધ
છેલ્લી

---

પાઠ ૫૯ મો.
ખાખોચિયું
ટેકરીઓ
પાવાગઢના
વચ્ચે
વિહાર
ઊંડાં
ગંદાં

| | | | |
|---|---|---|---|
| ખીણોમાં | આંકણી | ભીંતો | ખૂણા |
| ——— | દોર્યો | છાપરું | અગ્નિ |
| પાઠ ૬૦ મો. | ઊઠયા | શોભીતો | નૈઋત્ય |
| રામશંકર | માંડવો | ભૂલ | પૂર્વ |
| ગુરુજી | દોર્યું | બાજૂએ | પશ્ચિમ |
| કયારાઓ | ——— | પ્રમાણમાં | ઉત્તર |
| મધ્યમાં | પાઠ ૬૧ મો. | આકૃતિ | દક્ષિણ |
| કોદાળીઓ | યુક્તિ | ——— | વાયવ્ય |
| ફૂલઝાડનાં | ફૂટ | પાઠ ૬૨ મો. | ઇશાન |
| ધોરણની | દેખાડવાનો | દિશા | સૂર્ય |
| પેન્સિલ | | | |

## જોડાક્ષર.

સર્વ, પ્રભુ, જન્મ, બાંધ્યો, ચિત્ર, બન્ને, બેસાડયો, આપ્યો, વર્ષ, પકડ્યું, બચ્ચાં, પ્રયત્ન, ત્યારે, સ્તુતિ, કૃપાદષ્ટિ, પ્રેમ, ઊગ્યો, સૂર્ય, પૂર્વ, પ્રાણીઓ, ઉદ્યોગ, બુદ્ધિ, વિદ્યા, ગુસ્સો, છેતર્યો, કહ્યું, માન્યું, લાગ્યું, ભાંગ્યું, પૂછ્યું, જુસ્સો, ઇશ્વર, છઠ્ઠા, સત્ય, સ્વર, ઉચ્ચાર, વ્યંજન, સ્વાદ, રહ્યો, શુક્ર, છેલ્લો, સોમચન્દ્ર, કૃષ્ણપક્ષ, શુકલપક્ષ, ચંદ્ર, પ્રભાતિયું, કૃષ્ણ, ત્રણસેં, લુચ્ચા, જાગ્યો, શક્તિ, પાળ્યો, ઊગ્યું, મિશ્ર, મુખ્ય, મિશ્રણ, ગુચ્છાદાર, છાપ્યો, ભૂખ્યો, તદ્દન, છત્રી, ઊતર્યા, ઊડ્યાં, પર્વ,

પવિત્ર, દર્શન, અર્ધા, સ્વદેશી, સ્વરાજ, ચૂસ્યાં.
પથ્થરપાટી, વર્ગ, નસીકયા, કાઢયાં, સજ્જડ, પ્રાર્થના,
પ્રીતે, પ્યારા, ભઠ્ઠી, પદાર્થ, સિક્કા, ધર્મશાળા,
ડબ્બામાં, હરિપ્રસાદ, તપાસ્યું, બગડ્યું, દસ્ત,
વર્તવાની, ભટકયાં, મૂર્તિ, તીર્થ, ઘુમ્મટ, જાત્રાળુ,
વૃષ્ટિ, ત્રાસ, શ્રાવણ, ચૈત્ર, વિક્રમ, નમસ્કાર,
ગોઠવ્યાં, વસ્તુ, સ્વાદિયા, શાન્ત, મૂકયા, જમ્યા.
વર્ણન, પુત્ર, સૂત્ર, ચરિત્ર, ઉદ્દેશી, અદ્ધર, ગુચ્છો,
સ્વભાવ, હલાવ્યા, ટક્કર, ધ્યાન, દોસ્ત, ઉત્તર,
પર્વત, નર્મદા, હૈદ્રાબાદ, કૃષ્ણા, નિર્મળ, કયારા,
મધ્ય, પેન્સિલ, ઊઠયા, દોર્યું, આકૃતિ, યુક્તિ, અગ્નિ,
નૈઋર્ત્ય, વાયવ્ય, પશ્ચિમ. ભૂલ, ફૂલ, ધૂળ, મૂળ,
દૂર, પૂર, બૂમ, ખૂબ, ભૂખ, દૂધ, ફૂટ, સૂઝ, ઊન.
સૂતર, સૂરત, લૂખસ, પૂનમ, બાજૂ, ખેડૂત,
સમૂહ, મજૂરી, કબૂતર, ટહૂકતી, અંગૂઠો, મજબૂત.
તૂટી, ફૂટી, બૂરી, મૂકી ઊઠી, સૂતી, લૂછી,
ખૂબી, સૂધી, સૂત્રો, ભૂમિ. લુલો, ચૂનો, ખૂણો, જૂનો,
કૂચો, કૂવો, પૂજા, સૂવા, છૂટાં. ઊગે, કૂદે, સૂકું,
મૂકું, જૂઠું. ઊલટો, ઊડતો, ઊડજો, ઊથલી, ઊઘડી,
ઊતરી, તૂટેલો, ફૂટેલો, ઊગેલો, કૂદતો, કુતરો, કૂકડો,
બૂડતાં લૂછવું, લૂછતી, કૂમળું, લૂગડું, ઊજળું.

મૂળાક્ષર, જુનાગઢ, ગુજરાતી. થૂંક, ટૂંકા, મૂંગો, ભૂંડો, ઊંડો, ભૂંસી, સૂંઘી, ગૂંથી, ઘૂંટી, ફૂંડી, ઊંચું, ઊંઘું, ભૂંસું, સૂંઘવું, ફૂંકવું, ઘૂંટણ, ભૂંગળી, મંદિર, રસિક, માલિક. સારું, મારું, તારું, વારું પુરું, કોરું, અધરું, પતરું, છાપરું, અંધારું. સેવાળ, ગોવાળ, રસાળ, હેતાળ, સાથળ, પીતળ, નિર્મળ, સાંકળ; ઉતાવળ, ડુંગસળ. શિર, દિન, દિવસ, શિખર, ફિકર, પિતા, શિક્ષા, દિનકર, ફિટકાર, બિલકુલ; ખિશકોલી, ગિરનાર, નિમકહલાલ. તિથિ, ચિચિયારી. હરિ, રવિ, શનિ, નહિ, અગ્નિ, આકૃતિ, વિનંતિ, સ્તુતિ, યુક્તિ, શક્તિ. ટાઢ, દાઢ, પાવાગઢ, જૂનાગઢ, લોઢું, મોઢું. ગંદું, ગંદી, રંદો, હિંદી, ચાંદી, ખોદી, ગાદી, નદી, સફેદ, ગહદ, વાસદ, લાદ, અમદાવાદ, મહેમદાવાદ, હૈદ્રાબાદ, નર્મદા. સાંઠ, આઠ, પાઠ, પીઠ, શેઠ, જેઠ, હોઠ, ચોસઠ. અહીં, તહીં, દહીં, દહીંથરાં. [વિષે, ભાષા. સાધુ, સિંધુ, પશુ, આંસુ ગુરુ, ઋતુ, ધાતુ, ઢબુ, સાબુ, આબુ, લાડુ, માયાળુ, જાત્રાળુ, પરગજુ. ખુશ, દેશ, જોશ, દશ, ઇશ, અગિયારશ, બારશ, તેરશ, ધનતેરશ, ચૌદશ, કાળીચૌદશ. દોરડું દોડતી, દડો, દહાડો, પાંદડાં, દેગડો, દાંબડો. કુરકુરિયાં, ઝળઝળિયું, અજવાળીયું,

પખવાડિયું, અજવાળિયું, અંધારિયું, આંબાવાડિયું, પતંગિયું, પાટિયું, કોડિયું ધોતિયું, પ્રભાતિયું. ખાબોચિયું. સર્વ, પર્વ, પૂર્વ, સૂર્ય, વર્ગ, વર્ષ, તીર્થ, મૂર્તિ, અર્ધા, દોર્યું, પદાર્થ, છેતર્યો, ઊતર્યા, ચિત્ર, ચૈત્ર, પુત્ર, ચરિત્ર, પવિત્ર, સૂત્ર, શુક્ર, નમ્ર, ચન્દ્ર, સોમચન્દ્ર, મિશ્ર, મિશ્રણ, હરિપ્રસાદ, જાત્રાળુ, વિક્રમ, હૈદાબાદ. સૃત્ય. નૈઋર્ત્ય. નિર્મળ, દર્શન, પર્વત, વર્ણન, નર્મદા. પ્રાર્થના, ધર્મશાળા, વર્તવાનિ. ત્રણ, ત્રણસેં, ત્રાસ, પ્રભુ, પ્રેમ, પ્રયત્ન, પ્રભાતિયું, પ્રાર્થના, શ્રાવણ, પ્રીતે. આકૃતિ. કૃપા, કૃપાદૃષ્ટિ, કૃષ્ણ, કૃષ્ણપક્ષ, કૃષ્ણા, વૃષ્ટિ, ટક્કર, સિક્કા, બચ્ચાં, લુચ્ચા, ઉચ્ચાર, ચોખ્ખા વચ્ચે, સજ્જડ, લટ્ટ, છઠ્ઠી, ભઠ્ઠી, ઉત્તર, પથ્થર, તદ્દન, ઉદ્દેશી, બન્ને, છપ્પો, ધુમ્મટ, છેલ્લો, ગુસ્સો જુસ્સો, ડબ્બા, ડબ્બી. સ્વરાજ, સ્વભાવ, સ્વદેશી, સ્વાદિયા, સ્વર, સ્વાદ. બુદ્ધિ, શ્રદ્ધા. શક્તિ, યુક્તિ, અગ્નિ, સ્તુતિ, દૃષ્ટિ, આકૃતિ. ત્યારે, ક્યારે, જ્યારે, ક્યારા. ઊગ્યો, ઊગ્યું, ઊતર્યો, ભૂખ્યો, ઊઠ્યો, ઊડ્યો, પૂછ્યું, મૂક્યું, ચૂસ્યાં, ઉદ્યોગ, વિદ્યા, દસ્ત, દોસ્ત. ધ્યાન, મધ્ય, ગુસ્સો, જુસ્સો. ગુસ્સો, ગુચ્છાદાર. જાત્રાળુ, વસ્તુ. બિલાડી, બિચારો,

કિનારો, વિચાર, શિકાર, વિહાર, દિવાનખાનું, સિવાય, ખિજાય, રિસાળ, નિશાળ, વિસામો, શિયાળો, રિસાઉં, મિયાઉં, દિવાળી, મિઠાઇ, નિચાણ, હિમાલય. અગિયાર, હોશિયાર, નાળિયેર, રળિયામણા, શિખામણ, અગિયારશ, કાઠિયાવાડ. તળિયું, પાટિયું, કોડિયું, ધોતિયું, ભજિયાં, અણિયાળું, પતંગિયું, પગથિયું, ખાબોચિયું, અંધારિયું કુરકુરિયાં, ઝળઝળિયું, અડવાડિયું, પખવાડિયું, અજવાળિયું, આંબાવાડિયું. કબજિયાત. રીંછિયો, નાથિયો, હાથિયો, રેંટિયો, ઢળિયો, સળિયો, કોળિયો, રૂપિયો, દરિયો, ગોવાળિયો, રાખોડિયો, જાંબુડિયો. ચરિત્ર, પવિત્ર. ઉનાળો, ઉદાડી, ઉગારો, ઉપાડે, ઉતારી, ઉત્તર, સુવાય, ગુલાલ, લુહાર, સુથાર, પુરાણ, ધુમાડો, ડુબાવે, સુકાશે, બાસુદી, ઉદ્દેશી, યુક્તિ, દુનિયા. સવિતા, કવિતા, મહિના.

સમાપ્ત.

# મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

| ત્રિવેદિ વાચનમાળા | | વર્નાક્યુલર ટેકસ્ટ બુક | |
|---|---|---|---|
| પ્રાવેશિકાના અર્થ | ૦-૩-૦ | બાળવર્ગની નોટ | ૦-૨-૦ |
| પુ. ૧ લાના ,, | ૦-૪-૦ | પહેલીના અર્થ | ૦-૨-૬ |
| પુ. ૨ જાના ,, | ૦-૫-૯ | બીજીના ,, | ૦-૪-૦ |
| પુ. ૩ જાના ,, | ૦-૬-૯ | ત્રીજીના ,, | ૦-૫-૦ |
| પુ. ૪ થાના ,, | ૦-૭-૦ | ચોથીના ,, | ૦-૭-૬ |
| પુ. ૫ માના ,, | ૦-૮-૦ | પાંચમીના ,, | ૦-૮-૦ |
| પુ. ૬ ઠાના ,, | ૦-૯-૯ | છઠ્ઠીના ,, | ૦-૯-૦ |
| પુ. ૭ માના ,, | ૦-૧૦-૯ | સાતમીના ,, | ૦-૧૦-૦ |
| વિદ્યાપીઠ પુ. ૨જાના | ૦-૪-૦ | કન્યા ૧લીના ,, | ૦-૪-૦ |
| ,, પુ. ૧લાના | ૦-૩-૦ | કન્યા ૨જીના ,, | ૦-૫-૦ |
| સુરત શહેરનો નકશો | ૦-૪-૦ | કન્યા ૩જીના ,, | ૦-૭-૦ |

# (સ્વ૦) છગનલાલ મોતીરામ શાહ કૃત.

| મણગણિત શિક્ષક | | ભૂગોળ શિક્ષક | |
|---|---|---|---|
| બાળવર્ગનો ,, | ૦-૧-૬ | સુરત શહેરનો ,, | ૦-૩-૦ |
| ધો. ૧ લાનો ,, | ૦-૧-૯ | ચોર્યાસી તાલુકાનો ,, | ૦-૨-૦ |
| ધો. ૨ જાનો ,, | ૦-૨-૦ | સુરત જિલ્લાનો ,, | ૦-૩-૦ |
| ધો. ૩ જાનો ,, | ૦-૨-૬ | **પ્રશ્નોત્તરમાળા** | |
| ધો. ૪ થાનો ,, | ૦-૪-૦ | ગુજરાત પ્રાંતની સા.ભૂ ,, | ૦-૩-૦ |
| ધો. ૫ માનો ,, | ૦-૪-૦ | મુંબઈ ઈલાકાની ભૂ. ,, | ૦-૪-૦ |
| **ડિકટેશન શિક્ષક** | | હિંદુસ્તાનની ભૂ. ,, | ૦-૪-૦ |
| બાળચોથીનો ,, | ૦-૨-૦ | ગુજરાતની વા.ઇતિ.રસિક | ૦-૬-૦ |
| ધો. ૧ લાનો ,, | ૦-૨-૬ | સષ્ટિજ્ઞાન ધો. ૨ જાની ,, | ૦-૩-૦ |
| ધો. ૨ જાનો ,, | ૦-૩-૦ | | |
| ધો. ૩ જાનો ,, | ૦-૩-૦ | **ચોર્યાસી તા. નકશો** | **૦-૩-૦** |
| ધો. ૪ થાનો ,, | ૦-૪-૦ | સુરત જિલ્લાનો નકશો | ૦-૫-૦ |
| ધો. ૫ માનો ,, | ૦-૪-૦ | અંકગણિતના મનોયત્ન | ૦-૫-૦ |
| કન્યા પુ. ૧ લાનો ,, | ૦-૩-૦ | સુંદરજીકૃત પહેલીના અર્થ | ૦-૨-૦ |
| ત્રીવેદી. પુ. ૧લાનો ,, | ૦-૩-૦ | બાળવર્ગ માળાની નોટ | ૦-૨-૦ |

મળવાનું ઠેકાણું-ઈશ્વરલાલ છગનલાલ મોતીરામ શાહ ગોપીપરા સુરત.